# જિન-સંગીત-સરિતા





કર્તા

મુનિરાજ દક્ષવિજયજી



રાજકોટવાળા મણિલાલ વખતચંદ તરફથી તેમની સુપુત્રી 'પ્રભાકુંવરી' એ કરેલી શ્રીનવપદજીની ઓળીની નિર્વિઘ્ન સમાપ્તિ નિમિત્તે ભેટ.

સૂરિસમ્રાટ્-શ્રીકદમ્બગિરિપ્રમુખાનેકતીર્થોદ્ધારક-પ૦પૂ૦પ્રગુરુરાજ શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વરેભ્યો નમઃ

શ્રી વિજયનેમિસૂરિ ગ્રન્થમાળા—રત્ન ૨૩ મું.

શ્રીમત્તપાગચ્છાધિપતિ-શાસનસમ્રાટ્-સૂરિ-
ચક્રવર્તિ-સર્વતન્ત્રસ્વતન્ત્ર-ભટ્ટારકાચાર્ય-
શિરોમણિ-શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વર-
પટ્ટાલંકાર-કવિરત્ન-વ્યાકરણવાચસ્પતિ-
શાસ્ત્રવિશારદ-ભટ્ટારકાચાર્ય શ્રીમદ્-
વિજયલાવણ્યસૂરીશ્વર-શિષ્ય-
રત્ન-વિદ્વદ્વર્ય—મુનિરાજ-
શ્રીદક્ષવિજય-વિરચિતા-

# શ્રી જિન સંગીત સરિતા.





* * *

સહાયક વર્ગના
સદુપદેશક—
પૂજ્ય મુનિરાજશ્રી
ચંદ્રપ્રભવિજયજી મ.

પ્રકાશક :-
"શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા"
ના કાર્યવાહક શાહ ઈશ્વરદાસ
મૂળચંદ. ઠે. કીકાભટ્ટની પોળ.
મુ. અમદાવાદ.

* * *

શ્રીવીર સં. ૨૪૭૦ વિક્રમ સં. ૨૦૦૦
પ્રતિ. ૫૦૦. 卐 પ્રથમાવૃત્તિ :
કિં. રૂા. ૦-૧૨-૦

અદ્વિતીય વ્યાખ્યાનવાચસ્પતિ-શાસનપ્રભાવક-પ૦પૂ૦ ગુરુદેવ શ્રીમદ્વિજયલાવણ્યસૂરીશ્વરેભ્યો નમઃ

# સહાયક મહાશયોની અમર નામાવલી.

| રૂપિયા | નામ | ઠે. | ગામ |
|---|---|---|---|
| ૫૦૧) | ડૉકટર શાન્તિલાલ હરીલાલ મ્હેતા. | પાંજરાપોળ. | અમદાવાદ. |
| ૧૨૫) | શા. પુંજીરામ દોલચંદ. | | પાટણ. |
| ૧૦૧) | શાહ ખાતે. હા. ભીખાભાઈ. | ધનાસુથારની પોળ. | અમદાવાદ. |
| ૧૦૦) | શા. કેશવલાલ તારાચંદના સ્મરણાર્થે. હા. રમણલાલ | ,, | ,, |
| ૭૫) | સ્વ. ખુબચંદ નાથાભાઇ દંતારાના સ્મરણાર્થે હસ્તે. પરસોત્તમદાસ ખૂબચંદ દંતારા– | | ખંભાત. |
| ૫૦) | ડૉકટર સકરાભાઈ ગોકળદાસના સ્મરણાર્થે હસ્તે. કલ્યાણભાઈ. | શેખનો પાડો– | અમદાવાદ. |
| ૩૦) | સ્વ. મોતિલાલ મહાસુખભાઈ હસ્તે. ચંપકલાલ મોતિલાલ. | | પાદરા |
| ૩૦) | શા. જેઠાલાલ પરસોત્તમદાસ. | માંડલવાળા. | હાલ અમદાવાદ. |
| ૨૫) | શા. ચંદુલાલ કાળીદાસ. | | ધોણોજ. |
| ૨૫) | શા. ચંદુલાલ કાળીદાસ. | મરચંટ સોસાયટી. | અમદાવાદ. |
| ૨૫) | શા. હરખચંદ અમરચંદ | મસ્કતી મારકીટ. | અમદાવાદ. |
| ૨૫) | શા. પદમચંદજી સંપતલાલજી. | માધુપુરા. | અમદાવાદ |
| ૨૫) | શા. ભગુભાઇ નેમચંદ. | દેવસાનોપાડો. | અમદાવાદ |
| ૨૫) | શા. વાડીલાલ સાંકળચંદ. | જુનો મહાજનવાડો. | અમદાવાદ |
| ૨૫) | શા. નાથાલાલ મગનલાલ. | | માણસા |
| ૨૫) | શા. સોમચંદ મગનલાલ. | દેવસાનો પાડો. | અમદાવાદ |
| ૨૫) | ઝવેરી રમણીકલાલ ચંદુલાલનાં ધર્મપત્ની શકુન્તલાના સ્મરણાર્થે. | ઠે. જેસિંગભાઇની વાડી. | અમદાવાદ |
| ૨૫) | શા. બાલાભાઈ મોહનલાલ. | શેખનો પાડો. | અમદાવાદ |
| ૨૫) | શા. વીરચંદભાઈ સાંકળચંદ. | દાદાસાહેબની પોળ. | અમદાવાદ |
| ૨૫) | શા. ચીમનલાલ મનસુખલાલ. | દેવશાનો પાડો. | અમદાવાદ |
| ૧૫) | શા. ચુનીલાલ સરૂપચંદે કરેલા માસખમણાર્થે. | | ચાણસ્મા. |
| ૧૫) | શા. વાડીલાલ ચકુભાઈ. | દેવશાનોપાડો. | અમદાવાદ |
| ૧૫) | સકરીબેન નરોત્તમદાસ તારાચંદ. | જાશોળાનીપોળ. | અમદાવાદ |
| ૧૫) | શા. છોટાલાલ નાથાલાલ. | | કઠોર. |
| ૧૫) | શા. શનાભાઈ બાલાભાઈ. | પંચભાઈનીપોળ. | અમદાવાદ |
| ૧૧) | શા. ચુનીલાલ રવચંદ. | શેખનો પાડો. | અમદાવાદ |
| ૧૫) | શા. વાડીલાલ નાથાભાઈ. | (ગોધરા પાસે). | વેજલપુર |
| ૧૧) | શા. ભોગીલાલ છગનલાલ. | દેવશાનોપાડો. | અમદાવાદ |

મુદ્રકઃ હીરાલાલ દેવચંદ શાહ. શારદા મુદ્રણાલય, જુમામસીદ સામે,
પાનકોર નાકા–અમદાવાદ.




લેખક :—સંગીતસમ્રાટ્ શાસ્ત્રીયસંગીતાચાર્ય જગત્પ્રસિદ્ધ
પંડિતજી ઓંકારનાથજીના છાત્રરત્ન-
સુપ્રસિદ્ધ શાસ્ત્રીય સંગીતકલાકાર સંગીતરત્ન
**પ્રૉ. લક્ષ્મીચંદ્ર મોહનલાલ શાહ.**



**વાસ્તવિક સુખનું સાધન સંગીત—**

આ અનાદિ અનંત સંસારમાં, સહુ કોઈ સુખને ઇચ્છે છે, દુઃખને કોઈ પણ ઈચ્છતું નથી. વસ્તુતઃ સુખ દુઃખ એ મનોભાવના ઉપર આધાર રાખે છે. સુખ કે દુઃખ મનની માનેલી માન્યતા છે. અનુભવ પણ કહે છે કે, એક વસ્તુમાં એક વ્યક્તિ સુખ માને છે, ત્યારે બીજો તેજ વસ્તુમાં દુઃખ માને છે. માટે લક્ષ્મીનું કહો કે પુત્રનું કહો, ખાવાનું કહો, ખેલવાનું કહો કે દીર્ઘજીવીત્વ કહો, તમામ સાંસારિક સુખો, કાલ્પનિક ને ક્ષણિક છે. મધપુડો જેમ માંખીયોથી ઘેરાયેલો હોય છે, તેમ તમામ સાંસારિક સુખો, અનેક દુઃખની પરંપરાઓથી ઘેરાયેલાં છે. જેમાં દુઃખનો લવલેશ પણ ન હોય, એવું સુખ કોઇ પણ હોય, તો તે મુક્તિનું સુખ છે. તે મળવાથી આત્માને ખરો સંતોષ પેદા થાય છે. જ્યાં કોઈપણ ઉણપ નહિં હોવાથી, કોઈ પણ અભિલાષા પણ રહેતી નથી. જે અખંડ અક્ષત ને કાયમનું સુખ કહેવાય છે. આવું અખંડ મુક્તિનું જે શાશ્વત સુખ, તેજ વાસ્તવિક સુખ છે. આવા વાસ્તવિક સુખનું સાધન પરંપરાએ સંગીત પણ

છે. કારણ કે,-પ્રભુભક્તિદ્વારા આત્મા આવાં સુખો અપનાવવા સમર્થ બને છે અને ભક્તિનું પ્રબળ ઉત્તેજક સાધન કોઇ પણ હોય તો, તે સંગીત છે. માટે સંગીત એ આત્મોત્કર્ષ સાધવાનુ અપૂર્વ સાધન છે. એટલે કે-આત્માનાં ઉત્કર્ષક અનેક સાધનો પૈકીનું એક છે.

**સંગીતની** વ્યાખ્યા-સંગીત એટલે ? સુંદર-વ્યવસ્થિત રીતે યોજાએલું ગીત. (જેમાં સ્તવનો, ભજનો, સ્તુતિઓ, સ્તોત્રો, રાસાઓ, ઔપદેશિક પદ્યો, કાવ્યો, સજ્ઝાયો તથા ગાયનોનો સમાવેશ થાય છે.) સંગીત એટલે ? સારી રીતે પદ્ધત્તિ સરનું ગીત-ગાન.

**સંગીતના પ્રકારો**—૧ ગીત, ૨ વાદ્ય-વાજીંત્ર ને ૩ નૃત્ય, આ સંગીતના ત્રણ ભેદ છે. જુઓ, શ્રીસકલચંદ્રજી ઉપાધ્યાય વિરચિત સત્તરભેદી પૂજા. જેમાં ૧૫ મી, ૧૬ મી ને ૧૭ મી પૂજા, ક્રમશઃ ગીત નૃત્ય ને સર્વવાદ્યની છે. ઉપર્યુક્ત ત્રણ ભેદ પૈકી કોઇ પણ એક, સંગીત કહી શકાય, અથવા ત્રણે એકત્ર હોય તો પણ સંગીત કહેવાય. આમાં ગીત્ત-ગાન એ મુખ્ય છે અને વાજીંત્ર તથા નૃત્ય, તેને અનુસરનારાં છે.

**સંગીતનું ફળ**—શાસન નાયક શ્રીમહાવીર પરમાત્માના ચૈત્યવંદનમાં જૈનાચાર્ય શ્રી જ્ઞાનવિમલસૂરિ મહારાજશ્રીએ, ભગવાનને ચંદનવિલેપન તેમજ ફુલની માળાના આરોપણ કરતાં પણ, ગીતગાનનું અનંતગણું ફળ બતાવ્યું છે. જુઓ--

"જિનવર બિમ્બને પૂજતાં, હોય શતગણું પુણ્ય;
સહસ્રગણું ફળ ચંદને, જે લે એ તે ધન્ય.
લાખ ગણું ફળ કુસુમની,-માળા પહેરાવે;
અનંતગણું ફળ તેહથી, ગીત ગાન કરાવે."

ભક્તિરસ યુક્ત ભાવનાની અભિવૃદ્ધિમાં ગીતગાન,કોઇ અપૂર્વ ભાગ ભજવે છે. માટે અહિં અનંતગણું ફળ બતાવેલું છે. આ બાબતને પુષ્ટ કરનાર, પ્રતિવાસુદેવ રાવણનું જ્વલંત દૃષ્ટાંત બસ છે.

**સંગીતનો ઉપયોગ ને ચમત્કાર**–આપણા ડગમગતા–અસ્થિર જીવનમાં ઉજ્વળતા લાવવા, ચંચળ મનને સ્થિર કરવા, અને તે દ્વારા આપણા જીવનો ઉદ્ધાર કરવા સારૂ, આપણા વારસામાં, મહાપુરૂષો આ સંગીતકળા મૂકી ગયા છે. આધિ વ્યાધિ ને ઉપાધિરૂપ અંધકારથી વ્યાપ્ત જીવનમાં, સંગીત એ સૂર્યની જેમ કોઇ અનેરો પ્રકાશ ફેંકે છે. ચિત્તની એકાગ્રતા સ્વસ્થતા તેમજ પ્રસન્નતાના પ્રસારમાં સંગીત અપૂર્વ ભાગ ભજવે છે. ગમે તેવો વિહ્વળ બનેલો પ્રાણી પણ, સંગીતની મધુર સુરાવટમાં ક્ષણભર સ્થિર બની જાય છે–દુઃખને ઓસરી જાય છે. વર્ષો સુધી ફકત ભકિતના પાઠોનું પઠન કરનાર માનવી, જે ઉત્કર્ષ સાધી શકે છે, તે બદકે તેથી અધિક ઉત્કર્ષ, ભકિતપ્રધાન સંગીતરસિક આત્મા પોતાની નસે નસમાં સંગીત રસ પ્રસરાવી, સાધી શકે છે. તથા અસ્થિર મન સ્થિર કરી, એકાગ્ર બની, ઇશ્વરી શકિતને પ્રાપ્ત કરવા ટુંક સમયમાં સમર્થ બને છે. પ્રભુ ભકિતમય સંગીતમાં લીન બનેલો આત્મા, જે આનંદ ને લ્હેઝત ઉડાવે છે, તેનું વાસ્તવિક વર્ણન કરવું તે આ કલમની શકિતની બહારનો વિષય છે. તેની ખરી લ્હેઝત તો, તેના ઉંડા અભ્યાસી ને જ્ઞાની મહાત્માઓ જ જાણી કે કળી શકે. છતાં તેના પ્રેમી બનશું, તે પ્રત્યે આદરયુક્ત બનશું, તો પણ કલ્યાણ છે. અસ્તુ.

આ આબેહુબ ચિતાર ઘણાં પુસ્તકોમાં વાંચવામાં આવે છે. જુઓ–લંકાપતિ પ્રતિવાસુદેવ રાજા રાવણ, જેણે સત્તાના મદમાં ફુલાઈ, મદાંધ ને કામાંધ બની, સતી શિરોમણી સિતાનું અપહરણ કર્યું હતું. અરે ક્રોધાંધ બની, કેઇને ફના કર્યા હતા. જેથી તેનું નામ ભારતના ઇતિહાસમાં કાળા પાને લખાઈ રહ્યું છે. આવા રાજા રાવણે પણ, અષ્ટાપદ પર્વત ઉપર મંદોદરી રાણી સહિત, સંગીતદ્વારા પ્રભુભકિતમાં એક લીન બની, પુનીત **તીર્થંકર–નામકર્મ** ઉપાર્જન કર્યું હતું. અહો ! જુઓ ભકિતપ્રધાન સંગીતનો અપૂર્વ ચમત્કાર. આ તીર્થંકર નામકર્મના ઉદયે, રાવણ ભવસમુદ્રના ઝાઝરૂપ તીર્થને પ્રવર્તાવશે. ૩૪ અતિશયો, ૮ પ્રતિહાર્યો ને ૩૫ ગુણયુક્ત વાણીથી સમવસરણમાં બેસી, દેવો દાનવો માનવો ને તિર્યંચોને પણ ધર્મોપદેશ આપી બુજવશે અને મુક્તિમ્હેલમાં પોતે પહોંચશે ને અગણ્ય આત્માઓને પહોંચાડશે. આતો શાસ્ત્રની વાત થઈ, પરંતુ આપણે અનુભવીયે પણ છીએ કે, સંગીત એ રડેલાને હસાવે છે, અસ્થિરને સ્થિર કરે છે, સશોકને અશોક બનાવે છે, અપ્રસન્નને પ્રસન્ન કરે છે, દુઃખિતનાં દુઃખોને ભૂલાવે છે અને સુખીયાઓનાં સુખમાં વૃદ્ધિ કરે છે. માટે કળિકાળ સર્વજ્ઞ શ્રી હેમચંદ્રાચાર્યજીએ, શ્રી કુમારપાળ ચરિત્રમાં સંગીતને " **सुखिनां सुखदः, दुःखिनां दुःखहृद्** " સુખીને સુખદાયી ને દુઃખીનાં દુઃખ હરનાર કહેલ છે.

સંગીતની મધુર સુરાવટ–સંગીતમય મધુર રાગ શું કામ કરે છે ? તે માટે કવિ તુલસીદાસનાં નિમ્ન વચનો વાંચો–

"રાગ હરે સબ રોગકો, કાયરકો દે સૂર;
સુખિયાકો સાધન બને, દુઃખિયાકો દુઃખ દૂર."

ખરેખર સંગીત એ, એક મહાન્ દિવ્યશકિતસ્વરુપ છે. મહાન્ શિવાજી, બાદશાહ અકબર ને મહમ્મદશા

જેવા રાજવીઓએ પણ સંગીતને અપનાવ્યું છે. સંગીત એ એક મહાન્ વિષય છે. તેનું વર્ણન લખીએ યા કહીએ તેટલું ઓછું જ છે.

**સંગીત સાહિત્યોત્તેજક મહર્ષિઓ**—ચૌલુકવંશીય પરમાર્હત **કુમારપાલ** ભૂપાલપ્રતિબોધક કલિકાલસર્વજ્ઞ શ્રી **હેમચંદ્રસૂરીશ્વરજી** મ૦, ન્યાયાચાર્ય ન્યાયવિશારદ મહોપાધ્યાય શ્રી **યશોવિજયજી** મ૦, પંડિત શ્રી **ઉત્તમવિજયજી** મ૦, પં. શ્રી **રૂપવિજયજી** મ૦, મહાન્ યોગીશ્વર શ્રી **આનંદઘનજી** તથા **ચિદાનંદજી** મ૦, પં૦ શ્રી **પદ્મવિજયજી** મ૦, પં૦ શ્રી **વીરવિજયજી** મ૦, શ્રી **જ્ઞાનવિમલસૂરિ** મ૦, શ્રી **વિજયલક્ષ્મીસૂરિ** મ૦, શ્રી **સકલચંદ્રજી** ઉપાધ્યાય, પં૦ શ્રી **દેવચંદ્રજી** મ૦, પં૦ શ્રી **ઉદયરત્નજી** મ૦, શ્રી **દીપવિજયજી** મ૦ આદિ અનેક વિદ્વાન્ જૈન મહર્ષિઓએ રચેલાં સ્તોત્રો, સ્નાત્રો, સ્તવનો, રાસાઓ, પૂજાઓ, સ્તુતિઓ, સજ્ઝાયો વગેરે અનેકવિધ સાહિત્ય, સંગીતરુપી નભોમંડળમાં અનેરો પ્રકાશ ફેંકી રહ્યું છે. વળી તે પદો સંગીતમય તેમજ ઉત્તમ ભાવનાનું પ્રત્યક્ષ સ્વરુપ હોવાથી, જગતના માનવોને તરવાના તરાપારુપ છે.

ભક્ત **તુલસીદાસ**, સંત **તુકારામ**, સંત **કબીરજી**, ગુરૂ **નાનકજી** આદિ અજૈન સંતોનાં ભજનો—પદો પણ ભાવવાહી તેમજ વ્યવસ્થિત હોવાથી સંગીતનાં જ પોષક છે.

**સંગીતની વ્યાપકતા**—શ્રમણ ભગવાન્ શ્રી **મહાવીર** તેમજ અન્ય તીર્થંકરો પણ માલકોષ રાગથી—સંગીતમય મધુર નાદથી ધર્મોપદેશ આપતા. દેવેન્દ્રો ને દેવદેવીઓનો તો સંગીત એ મુખ્ય વિષય જ છે. તેમના એક એક નાટકમાં અનેક વર્ષોનાં વ્હાણાં વાઇ જાય છે. જેમાં ગીત, વાદ્ય ને નૃત્ય,

એમ ત્રણે પ્રકારનું સંગીત સંકળાયેલું હોય છે. ચક્રવર્તિઓનાં નવ નિધાનો પૈકીનું સંગીત પણ એક નિધાન છે. માટે છ ખંડ પૃથ્વીના નેતા ચક્રવર્તિઓ પણ સંગીતના રસિયા હોય છે. [સંગીતરસિક] કવિઓને, દેવગતિમાંથી આવેલા અને પુનઃ દેવગતિમાં જનારા તરીકે શાસ્ત્રો વર્ણવે છે. માટે સંસારી સહુ કોઇને સંગીત સુખદ હોવાથી, તે એક અપૂર્વ આહ્લાદક વસ્તુ છે, તે સિદ્ધ થાય છે.

**શાસ્ત્રીયસંગીત—"रञ्जयतीति रागः" =** આત્માને રંજીત કરે–આનંદ આપે યા સુતેલા આત્માને જગાડે તે **રાગ** કહેવાય. કાળનું માપ તે **લય** કહેવાય. જે લય માત્રા સાથે ગોઠવાઈ, માત્રાની મર્યાદાને નિર્ણિત કરે છે, તે **તાલ** કહેવાય છે. આત્માનો જે અવાજ તે **સ્વર** કહેવાય છે અને મુખથી નીકળતાંજ સુરાવટમાં જે ફેરવાઈ જાય, તે એક [1]**નાદ** કહેવાય છે.

**સ્વર લય–તાલ અને રસથી[2] ગોઠવાયેલું જે વ્યવસ્થિત સંગીત, તે શાસ્ત્રીયસંગીત કહેવાય છે.**

**શાસ્ત્રીયસંગીતની પ્રાચીનતા ને પ્રતાપ—**

લાખો બલ્કે કરોડો વર્ષોથી ચાલતી જુગ જુની પ્રણાલિકામાં પણ સંગીતની પ્રધાનતા હતી. ખરેખર પરોપકાર પરાયણ પૂર્વ મહર્ષિઓએ ઉપકારની દૃષ્ટિએ અનેક

---

૧. નાદ એટલે ? સંગીતોપયોગી અવાજ. જેને સંગીત શાસ્ત્રકારો **'શ્રુતિ'** પણ કહે છે. જેના ૨૨ ભેદ છે, તે પૈકી સાત નાદ મુખ્ય છે, કે જે **'સ્વર'** કહેવાય છે.

૨. સંગીતશાસ્ત્રમાં ૯ રસ છે, તે પૈકી કોઇપણ રસમાં

રાગ–રાગણી દ્વારા ભક્તિરસની ધુન જગાવી, પ્રભુ ભક્તિનો માર્ગ સુલભ ને સરળ બનાવ્યો છે. આ વ્યવસ્થિત રીતે ગોઠવાયેલ રાગ–રાગણી, તે શાસ્ત્રીયસંગીત છે. વાર્તાથી લાંબુ સ્વરૂપ વર્ણવતાં, જે અસર આત્માને નથી થતી તે અસર આત્માને શાસ્ત્રીયસંગીત સાથે મળેલા બોધપાઠથી થાય છે. કારણ કે, તેમાં સુરની મેળવણી હોય છે. તે સુરાવટનો પ્રતાપ, લોહચુંબક માફક, અનેક આત્માઓને પોતાની તરફ આકર્ષવાનો છે.

**શાસ્ત્રીય ને આધુનિક સંગીત**–પૂર્વે શાસ્ત્રીયસંગીત-દ્વારા સંગીત રસિકો આત્માને કૃતાર્થ માનતા. પરંતુ સમય પલટાતાં, **તન્નામિશ્ર** નામના બ્રાહ્મણ, કે જેઓ ગ્વાલીયરના હતા, તેઓ ( **તાનસેન** ) મુસલમાન થયા ત્યારથી સંગીતકળા અન્ય વર્ગમાં ગઈ. જો કે, તે કોમે પણ પોતાના ધંધાર્થે કરો કે કલ્યાણાર્થે કરો, પણ અથાગ ઝહેમત ઉઠાવી તે કળા જાળવી રાખી. પરંતુ પાછળથી જેમ જેમ હલકી કોમના હાથમાં આ સંગીતકળા ગઈ, તેમ તેમ તેનો દુરૂપયોગ થતો ગયો. ઈશ્વરભજન કે આત્મકલ્યાણનો માર્ગ ઉંચે મુકી, ઠુમરી ગઝલ કે કજલીમાં શૃંગારરસનું સેવન વધી ગયું. જેથી ઉચ્ચ કોમની તેના ઉપર અરૂચિ થતી ગઈ અને ઉચ્ચકોટીનું શાસ્ત્રીય સંગીત પણ કાળક્રમે ઘટતું ગયું. અરે! નષ્ટપ્રાય: બની ગયું. પાછળના સંચાલકોમાં પણ વૈરાગ્ય-ભાવનાના અભાવે ધંધાની ભાવના ઉપસ્થિત થઇ, જેથી સ્વાર્થ અને ભક્તિ, બન્ને પરસ્પર વૈરી દેખાયાં. પ્રજાને જેવું બતાવવામાં આવે, તેવી તેની અસર ને કદર થાય, એ સ્વાભાવિક છે. આ નિયમને અનુસારે દિવસો જતાં, નાટક અને

સીનેમાની શૃંગારિક ધૂન પેદા થઈ અને વ્યવસ્થિત સંગીત અદૃષ્ય થતાં, પ્રજા પણ તેનાથી વિમુખ બની. અસલ રાગ-રાગણીનું સંગીત, તે જ ખરૂં ને કાયમનું સંગીત છે. તે જ દૈવિક સંગીત છે. નાટક સીનેમાના રાગો, રોજ બદલાતા જાય છે, જેથી પ્રજાનો તેના ઉપર અભાવ થતો જાય છે. પરંતુ જે ખરૂં ને શાસ્ત્રીય સંગીત છે, તે જ કાયમ રહેલું છે ને રહેશે. છેવટ તે જ માર્ગે જવું પડશે. શુદ્ધ સંગીત, અંદરના સુતેલા આત્માને જાગૃત કરે છે. તે ચેનચાળાવાળું શૃંગારિક કે વિષમ માર્ગે દોરનારૂં નથી. પરંતુ તાકાતયુક્ત હોવાથી, શરીરને પણ તંદુરસ્ત રાખનારૂં છે. યોગીઓ યોગશક્તિથી શરીરને પ્રબળ ને સ્વસ્થ બનાવે છે, તેમ ખરો ગાયક, સુરની સાધનાથી શ્વાસોચ્છ્વાસની ગતિમાં પ્રવેશી, કાયા સ્વસ્થ રાખી શકે છે. વૈદિક દૃષ્ટિએ પણ, સંગીત શરીરને સ્વસ્થ રાખનારૂં અને નૂતન તાકાત અપનાવનારૂં મનાય છે, પણ તે શાસ્ત્રીય સંગીતની પ્રેરણા કરે છે. સંગીતનો જેટલો દુરૂપયોગ તેટલી જ દુર્દશા, ને જેટલો સદુપયોગ તેટલી ઉન્નતિ સમજવી.

**સંગીતશાસ્ત્રના ઉપલબ્ધ ગ્રંથો**—આવા વિષમ-કાળમાં પણ, સંગીતરત્નાકર, લક્ષ્યસંગીત, સંગીતસમયસાર, રાગવિબોધ, રાગકલ્પદ્રુમાંકુર, અભિનવરાગમંજરી રાગચંદ્રિકા-સાર તથા નાદચિંતામણી વગેરે ગ્રંથો મોજુદ છે, જે શાસ્ત્રીય સંગીતનું શિક્ષણ આપનારાં છે. મહાપુરૂષોએ અગાધ શક્તિના યોગે આપણા ઉપકાર માટે બનાવ્યાં છે. અને જે અત્યારે ઉપલબ્ધ છે. ગુરૂગમથી શિક્ષણ સંપાદન થાય, તો અવશ્ય આ ગ્રંથોથી શાસ્ત્રીય સંગીતમાં નિષ્ણાત બની શકાય છે. જો

કે, સંગીત એ એક અગાધ ને મહાન્ વિષય છે. છતાં નિષ્ણાત જ્ઞાની ગુરૂઓની સેવાથી અને આવા ગ્રંથોના પરિશિલનથી, કેટલીક સફળતા મેળવી શકાય છે.

**સંગીતના ઐતિહાસિક પ્રભાવો**—(૧) બાદશાહ **હુમાયુ**ના સમકાલીન મહાયોગી બેજુ **બાવરાએ ચાંપાનેર** જીત્યાબાદ, નગર પ્રવેશ કરતાં, કત્લેઆમ ચલાવવા, હુમાયુએ હુકમ કર્યો હતો. તે અત્યાચાર અટકાવવા, એ મહાપુરૂષે '**જોનપુરી**' નામની કરૂણારસ ઝરાવનારી રાગિણી ગાઈ હતી. જેથી હુમાયુ જેવાનું હૃદય દયાથી ભરી દીધું હતું અને કતલ બંધ કરાવી હતી તથા કેદિઓને મુક્તિ અપાવી હતી. અશ્રુભર્યા નયને બાદશાહે આ યોગીનો સારો સત્કાર કર્યો હતો.

(૨) તેવીજ રીતે, તાનસેનના ગુરૂ '**સ્વામી શ્રી હરિદાસજી**'એ 'માલકોષ' રાગ ગાઇને બાદશાહ **અકબરને** રીઝવ્યો હતો.

(૩) તેજ અરસામાં **વડનગરની બે નાગર કન્યાઓ**એ, 'મેઘ' રાગ ગાઇને, 'દીપક' રાગથી પીડિત **તાનસેનને** બચાવ્યો હતો. કોમળ વયની આ બે હિંદુ બાળાઓમાં કેટલી ઉચ્ચકોટીની સંગીતકળા હશે? કે જેથી તાનસેન જેવાને પણ આશરો આપી, તેના પ્રાણ બચાવ્યા! શું આ બાબત ગુજરાતવાસીઓને ઓછી ગૌરવરુપ છે?

(૪) **ગોપાળનાયકે** '**દીપક**' રાગ ગાઇને, નામ અમર કર્યું હતું. આવા મહાન્ સંગીતાચાર્યો ગુણવંતી ગુજરાતની અમર ભૂમિપર થયેલા હોવાથી, ગુર્જર (ગુજરાત) દેશના લોકોને ગૌરવ લેવા જેવું તો છે જ.

**રાગના મુખ્ય છ ભેદ ને ચમત્કારો**—સંગીત-

શાસ્ત્રમાં મુખ્ય છ રાગો પ્રતિપાદન કર્યા છે. **ભૈરવ, માલકોશ, હિંડોળ, દીપક, શ્રી ને મેઘ.** આ છ રાગની સિદ્ધિઓથી સિદ્ધ થયેલા રાગવાળા મહાપુરૂષો જગત આગળ અપૂર્વ ચમત્કારો બતાવતા. જુઓ,—

(૧) ભૈરવની સિદ્ધિ તરીકે, શેરડીનું કોળું (રસ કાઢવાનું દેશી યંત્ર, જે પીલુ પણ કહેવાય છે તે) અગર ઘાણી, વગર બળદે ચલાવી શકતા. (૨) માલકોશ ગાઇને પત્થર-શિલાને પણ પાણીમય કરી મૂકતા. (૩) હિંડોળ ગાઇને વિના ઝોલે હિંડોળો ચલાવતા. (૪) દીપક ગાતાં, અંધકાર દૂર કરી પ્રકાશ ફેલાવતા; તેમજ દીપકની ઝળહળતી જ્યોતિ પ્રગટાવતા. (૫) શ્રીરાગ ગાઇને અતિ શુષ્ક વનને નવપલ્લવિત વનરાજીમય કરી મૂકતા. એટલે કે,–ફળફુલથી ફલિત લીલી હરિયાળીવાળો મનોહર બગીચો બનાવી દેતા. તથા (૬) મેઘ રાગથી અકાળે પણ (ગગનમંડળને જળથી પરિપૂર્ણ વાદળાંથી આચ્છાદિત કરી) વૃષ્ટિઓ કરાવી શકતા હતા.

**કાળના સંકોચે સંગીતવિદ્યાનો સંકોચ**–સમય બદલાતાં સિદ્ધ રાગવાળા મહાપુરૂષો, કળિકાળના સંકોચ મુજબ ઘટતા ગયા અને સંગીત વિદ્યા પણ સંકોચાતી ગઇ. સિદ્ધિઓ ગઇ ને રાગનાં નામ ખાલી રહ્યાં. રોશની ગઇ ને ખાલી ઘર રહ્યાં. અસ્તુ.

**સંગીતવિદ્યાનો પુનરૂદ્ધાર**—જેમ કોઈ વસ્તુ છેક જ વિનાશના પંથે જાય છે ત્યારે તેનું રક્ષણ કરનાર, કોઇ ભાગ્યશાળી નરરત્ન પેદા થાય છે. તેમ આ જમાનામાં પણ વિનાશપંથે વળેલી સંગીતવિદ્યાના પુનરૂદ્ધાર માટે મહાન્ વ્યકિતઓ પૈકી **પંડિત શ્રી વિષ્ણુનારાયણ, ભાતખંડે**

તથા **પંડિત શ્રી વિષ્ણુદિગંબર પલુસ્કર** (કે જેઓ મારા દાદાગુરૂ થાય છે તેઓ) જાહેર થયા. તેમજ અન્ય પણ કેઈ વિદ્વાનોએ પોતાનો અમૂલ્ય ભોગ આપી, સંગીત દ્વારા હિંદુ જાતિની સેવા કરી અને અલોપ થતી સંગીત-વિદ્યાને પ્રકાશમાં આણી.

**સંગીતની વિશ્વપ્રિયતા**—સંગીત મનુષ્યોને જેટલું પ્રિય છે, તેટલુંજ પશુ-પંખીઓને પણ પ્રિય છે. ખાસ કરીને હાથી, હરણ, કોયલ ને નાગ વગેરેને સ્પષ્ટ વાચા નહિ હોવા છતાં, સંગીત શ્રવણ માત્રથી, તેઓ આનંદિત થઈને પોતાની જાતને ધન્ય માને છે. શ્રી **મગધેશ્વર** શ્રેણિક મહારાજાના પુત્ર ને ૫૦૦ મંત્રીઓના ઉપરી તથા ચાર બુદ્ધિના નિધાન, શ્રી **અભયકુમારના ચરિત્રમાં** એવો ઉલ્લેખ આવે છે કે-શ્રી **ઉદાયી રાજાએ** મદોન્મત્ત હાથીને સંગીત કળાથી શાંત કર્યો હતો. પરમાર્હત શ્રી **કુમારપાલ** મહા-રાજાના દરબારમાં, હરણ જેવા બીકણમાં બીકણ પ્રાણીને સંગીતના પ્રભાવથી હજારોની મેદની વચ્ચે ઉપસ્થિત કરવામાં આવ્યું હતું. નાગો તેમજ સર્પો પણ સંગીતકળાથી ડોલે છે ને વશ થાય છે. એટલે કે-સંગીત સૌ કોઇને પ્રિય હોવાથી સંગીતકળામાં વિશ્વવલ્લભતા-વિશ્વપ્રિયતા સમાયેલી છે, એમ સૌ કોઇને કબુલવું પડે તેમ છે.

**પરાધીન ને સ્વાધીન સંગીત**—**બીન**, સારંગી, વીણા તંબુર, સતાર દિલરૂબા ને ફીડલમાં, ખરી સંગીતવિદ્યા દીપી નીકળે છે; પરંતુ હારમોનીયમ જેવા બાંધેલા વાજીંત્રમાં, તેવા પ્રકારની સુરાવટ નહિં હોવાથી, દીપી નીકળતી નથી. હાર-મોનીયમ વગાડી ગાવું એ પરવશતાભર્યું ગીત છે. સ્વતંત્ર

સુરથી ગાવું એજ ખરૂં કઠીન છે, અને તે વિદ્યા ગુરૂઓના પ્રેમ કે સેવા સિવાય સાંપડતી નથી; માટે સંગીતનિષ્ણાત ગુરૂઓની સેવા ને પ્રસાદથી પ્રાપ્ત થયેલ વિદ્યાદ્વારા અનુભવ-સિદ્ધ કરેલા રાગથી, સ્વતંત્ર રીતે શાસ્ત્રીય પદ્ધતિ અનુસાર ગાવું, તેજ ખરૂં સ્વાધીન સંગીત છે.

**સંગીતનો પ્રચાર**—વળી હાલમાં દરેક કોમમાં શાસ્ત્રીય સંગીતનો પ્રચાર વધતો જાય છે, તેમ અમારી જૈન કોમ પણ ભકિતપ્રધાન શાસ્ત્રીય સંગીત પ્રત્યે પ્રેમાળુ બનતી જાય છે. ગમે તેમ હોય પણ ખરૂં સંગીત તો શાસ્ત્રીય સંગીત જ છે, જે પ્રભાવિક, તેજસ્વી તેમજ કઠીન પણ છે. આ એક પ્રજાનો જાગૃતિરુપ અવાજ છે. શાસ્ત્રીય સંગીતના જાણકારો તથા તેની મહત્તા સમજાવનારાઓ ઘણા ઓછા હોવાથી, આપણે ઘણા પછાત છીએ. મૂળ પદ્ધત્તિને મૂકી દઇને બેસુર, બેતાલ, કે હારમોનિયમ વગાડી, તેની રાહે ગાવાની પ્રથા સારી કે ઇષ્ટ નથી. સમય પલટાતાં, જ્યારે પ્રજાને ખરી વસ્તુસ્થિતિ સમજાશે, ત્યારે તે પ્રથા પ્રજામાંથી નાબુદ થશે અને શાસ્ત્રીયપદ્ધતિનું સંગીત, પોતાનું અવિચલ સામ્રાજ્ય પુનઃ જમાવશે. અસ્તુ.

**'જિનસંગીતસરિતા' એટલે ?**—રાગ દ્વેષ વગેરે અંતરંગ શત્રુઓને જીતનારા પરમાત્માના સુંદર ગીત-ગાનોની નદી. એટલે કે, જિન=જિનેશ્વરદેવ, તેમનું સંગીત=તેમના ગુણગાનોની સ્તવનાવાળાં સ્તવનો, તેની સરિતા=તે સ્તવનો-રુપી સુધારસથી પરિપૂર્ણ નદી. અર્થાત્ શ્રીજિનેશ્વર ભગવં-તોની સ્તવના દ્વારા ભક્તિરસનું પાન કરાવનારી નદી.

**વિષયનિદર્શન**—નદીમાં જેમ તરંગો-કલ્લોલો હોય તેમ, આ 'જિનસંગીતસરિતા'માં ચાર તરંગ છે. જેમાં રાગ-

રાગણીયુક્ત શાસ્ત્રીય પદ્ધતિનાં સ્તવનો ઉપર વધુ ધ્યાન આપવામાં આવેલું છે. કારણ કે,-રાગ-રાગણીની મહત્તા દર્શાવનારાં ઘણાં જ અલ્પ પુસ્તકો જૈનોમાં છે. ચાલુ જમાનાને અનુકૂળ, ચાલુ તરજોનાં સ્તવનોનો પણ આમાં સમાવેશ કરેલો છે.

**પ્હેલા તરંગમાં**—કૂલ ૪૦ સ્તવનો છે. તે પૈકી શરૂઆતનાં ૧૯ સ્તવનો, તે તે રાગની પૂરતી માહિતી ને નોટેશન સહિત આપેલાં છે. સંગીતમાં રાગની સાથે લય, તાલ ને સુરનો મુખ્ય આધાર છે. તે તાલ લય ને સુર સંભાલીને ગાવું, અર્થાત્ તાલ લય ને સુરની મર્યાદામાં ગાવું તેનું નામ **શાસ્ત્રીય સંગીત** છે. માટે આ પુસ્તકમાં સ્તવનો, રાગ, તાલ, લય ને સુરની સમજ સાથે આપેલાં છે. વળી વિશેષતા એ છે કે-નવીન તર્જોવાળાં સ્તવનોને પ્રાચીન રાગમાં પણ ઉતાર્યાં છે; જેથી પ્રાચીન તેમજ નવીન રાગના-તર્જોના રસિકો પણ આનાથી લાભ ઉઠાવી શકે છે.

**બીજા તરંગમાં**—પણ ચાલુ સીનેમા તથા નાટકોની નવીન તર્જો ઉપરથી બનાવેલાં ૫૯ સ્તવનોનો સમાવેશ થાય છે. જે પૈકી કેટલાંક ઓપદેશિક તથા તીર્થોનાં પણ છે. આમાં પ્રાયઃ ઘણીખરી નાટક-સીનેમાની તર્જો આવી જાય છે. પ્રજાની આકર્ષક તર્જો ઉપરથી આકર્ષક શૈલીયે રચાયેલાં આ સ્તવનો છે. તેમાં ભાવ પણ ઘણો જ સુંદર સરળ ને વ્યવસ્થિત રીતે ગોઠવેલ છે. જેથી આ સ્તવનો ઘણાં જ લોકપ્રિય નિવડ્યાં છે. છપાઇને પ્રકાશિત થતાં પ્હેલાં જ લોકોની ઉપરા ઉપરી થતી માંગણીઓએ જ આની લોકપ્રિયતાને પુરવાર કરી દીધી છે.

**ત્રીજા તરંગમાં-"નૂતન જિન સ્તવન ચોવીશી"** આપવામાં આવી છે. આમાં ક્રમશઃ ૨૪ તીર્થંકરોનાં જુદા જુદા રાહવાળાં ૨૪ સ્તવનો છે. જે ઘણાં જ ભક્તિરસ ભર્યાં અનેક અર્થવાળાં, પ્રાસાદ ગુણવાળાં અને ભાવભીનાં છે. કેટલાક કઠીન તેમજ અનેકાર્થક શબ્દોની ટીપ્પણી આપી, અનેક અર્થવાળા ભાવને પણ સરળ બનાવવા પ્રયાસ કરેલ છે. ચોવીશી પુરી થયા પછી **"કલ્યાણક-પચ્ચીશી"** યાને ૨૪ તીર્થંકરનાં ૧૨૦ કલ્યાણક તિથિનું સ્તવન આપેલ છે. જેમાં દરેક તીર્થંકરના ચ્યવન-જન્મ-દીક્ષા-કેવળજ્ઞાન ને નિર્વાણ(મોક્ષ) ની તિથિનું વિધાન છે. આ રીતે ત્રીજો તરંગ પુરો થાય છે.

**ચોથા તરંગમાં—"શ્રીજિનસ્તુતિચતુર્વિંશિકા"** દેરાસરમાં પ્રભુજી પાસે બોલવાની ૨૪ તીર્થંકરોની ૨૪ સ્તુતિઓ આપી છે. જે શિખરિણી જેવા મનોહર છંદમાં રચાયેલી છે. આમાં પણ પ્રાસાદગુણ, અર્થગાંભીર્ય, પદ-લાલિત્ય પદે પદે ઝળકે છે. દરેક સ્તુતિમાં તે તે તીર્થંકરના નામની સાર્થકતા પણ દર્શાવી છે. પ્રાન્તે નોટેશનવાળી ચોપડીઓમાં **'સંસ્કૃત-સ્તુતિમંજુષા'** ને **ચોવીશ જિનનું ચૈત્યવંદન'** આપેલ છે. તથા નોટેશન શિવાયની ચોપડીઓમાં-પંડિત શ્રી **વીરવિજયજી** કૃત **'સ્નાત્ર પૂજા'** વિધિ સહિત આપી ચતુર્થ તરંગ સમાપ્ત કરેલ છે.

**નાટક-સીનેમાના ગાયનો ઉપરથી સ્તવનો કેમ બનાવાય?**—આનો પ્રત્યુત્તર એ છે કે,-હાલમાં જમાનાને અનુસરી નાટક-સીનેમા વગેરેનાં શૃંગારી ગાયનો વધુ ગવાય છે. અસલ રાગમાં ઠુમરીઓ તથા શૃંગારમય ચીજો ઘણી જોવામાં આવે છે. કેટલાંક ગાયનોમાં ઉપરથી ભક્તિરસનો

ઓપ હોવા છતાં, અંદર ઝેરીલો શૃંગારરસ રેડાયેલો જોવામાં આવે છે, તથા કેટલાંક તો જૈનધર્મથી વિરૂદ્ધ હોય છે. આત્મા નિમિત્તવાસી હોવાથી, શૃંગારરસવાળાં ગાયનો સાંભળવાથી, ગાવાથી, યા તેવી ધૂન હૃદયમાં જામવાથી, પ્રજા શૃંગારી બની શુદ્ધ જીવનને વેડફી ન નાંખે, તેની ખાતર તેજ નાટક સીનેમા આદિના ગાયનો (તરજો)ને જો ભક્તિરસમાં ઉતારવામાં આવે તો, ધૂન કાયમ રહેવા ઉપરાંત ભાવ બદલાઈને ભક્તિરસનું સેવન થાય. આથી પણ ચાલુ જમાનાના ગાયનોના રસિક આત્માઓને ડુબવાને બદલે તરવાનો એક સરલ માર્ગ મળી આવે છે, અને શુદ્ધ સંસ્કાર પેદા થાય છે. આવા દૃષ્ટિબિંદુને લક્ષ્યમાં લઈને જૈન મુનિ મહારાજાઓએ જમાનાને અનુસરીને, કેવળ ઉપકાર દૃષ્ટિથી, ભક્તિ–વૈરાગ્ય–કરૂણા ને શાંતરસથી ભરપુર–સ્તવનો બનાવવાં શરૂ કીધાં છે.

**કર્તા ને કૃતિનો પરિચય**—તેમાં વિદ્વદ્વર્ય પૂજ્ય **મુનિરાજ શ્રી દક્ષવિજયજી મહારાજશ્રીનાં રચેલાં ગીતો–ગાયનો–સ્તવનો પ્રથમ શ્રેણિએ આવે છે.** જેઓ શ્રી પરમપૂજ્ય, શાસનસમ્રાટ્ બાળબ્રહ્મચારી, મહાપ્રતાપી, પ્રાતઃસ્મરણીય જગદ્ગુરૂ આચાર્યદેવ શ્રીમદ્વિજય**નેમિસૂરીશ્વરજી** મહારાજશ્રીના પટ્ટાલંકાર વ્યાકરણવાચસ્પતિ, કવિરત્ન, શાસ્ત્રવિશારદ અજોડ વ્યાખ્યાતા પૂજ્ય જૈનાચાર્ય શ્રીમદ્ વિજય **લાવણ્યસૂરીશ્વરજી** મહારાજશ્રીના શિષ્યરત્ન છે. જેઓ ન્યાય વ્યાકરણ ને સાહિત્યના સારા વિદ્વાન્ છે. જેઓ અનેક ગ્રંથોના રચયિતા તેમજ સંપાદક છે. **તેમનાં બનાવેલાં સ્તવનો ભાવભીનાં, અર્થયુક્ત, સરળ, પ્રાસમય ને ભક્તિરસથી ભરપુર છે.**

પૂજ્ય મુનિરાજશ્રી દક્ષવિજયજી મહારાજની કવિત્વ શકિત કોઇ અજોડ છે. તેઓશ્રીની કૃતિમાં નથી કોઈની નકલ કે નથી કોઈનો ઉતારો. સ્વતંત્ર શબ્દની પોતાની રચના જ છે. જે માનવ હૃદયમાં અનેરો ભાવ પેદા કરે છે. તેઓ કોઈ કવિકુલકિરિટ કે કવિરત્ન નથી, છતાં તેમની રચના 'કવિરત્ન' કહેવાને મનને પ્રેરે છે. "કવિ જન્મે છે પણ કવિ બનતો નથી" આ વૃદ્ધોક્તિને તેમણે સત્ય ઠરાવી છે. કુદરતે તેમણે કવિત્વશકિતને અપનાવી છે. તેમની ઉમ્મર જોતાં ઘણીજ લઘુ વયમાં અદ્ભૂત કવિત્વશકિત વિકસાવી છે, તે ખરેખર કુદરતી બક્ષીસ છે. વળી મહાન્ આચાર્યદેવ શ્રીમદ્ વિજયલાવણ્યસૂરીશ્વરજી મ૦ જેવા સમર્થ વિદ્વાન્ ગુરુદેવનો સમાગમ હોવાથી 'સોનું ને સુગંધ' જેવો યોગ પ્રાપ્ત થયો છે. આ 'શ્રી જિન સંગીત-સરિતા' નાં સ્તવનો તાલ લય ને સુરને અનુસરીને વ્યવસ્થિત રીતે બનેલાં છે. આવી વિદ્વત્તાભરી અપૂર્વ કૃતિનો લાભ સમાજ-ને સાંપડે છે, તે ખરેખર સદ્ભાગ્યનો જ વિષય છે. અસ્તુ.

ઉપસંહાર—હું એક વ્યાપારી લાઇનનો જૈન માનવી છતાં, દેવગુરૂ કૃપાએ જે કાંઈ મેં શાસ્ત્રીય સંગીતવિદ્યા સંપાદન કરી છે, તેમાંથી કાંઇક, પુનીત શ્રી જૈન સમાજ સમક્ષ રજુ કરી, સેવા બજાવવા હું ભાગ્યશાળી બન્યો છું. અને હજુ પણ અનેક શુભ કાર્યોમાં મારી અલ્પ શક્તિનો ઉપયોગ થાય એજ પ્રભુ પાસે પ્રાર્થું છું. આ પુસ્તકમાં ઘણા સારા રાગોનો તથા તાલોનો સમાવેશ થાય છે, છતાં ઘણા રાગો તથા તાલો બાકી છે, તે અવસરે સમાજને ખોળે રજુ કરવાની ભાવનાને સેવી રહ્યો છું. સંગીતના શોખના

પરિણામે બાલ્યાવસ્થાથી જ સંગીત તરફ મારૂં મન પ્રેરાયું હતું. શરૂઆતનો અભ્યાસ અનેક સ્થળે કર્યો. આખરે શાસ્ત્રીય સંગીત શિવાય સંગીતનું ખરૂં રહસ્ય સમજાતું **નથી,** એમ જણાયાથી, **શાસ્ત્રીય** સંગીતનો માર્ગ ગ્રહણ કર્યો. **તેમાં** પ્રાથમિક અભ્યાસ **પ્રૉફેસર ગજાનન વિશ્વનાથ(પંચીકર)** પાસે ઘાટકોપર ઘણો વખત કર્યો. બાદ **મેઘજી ઉસ્તાદ** પાસે પણ થોડો વખત અભ્યાસ કર્યો હતો. વિશેષ તાલિમ માટે, છેલ્લાં ત્રણ વર્ષ, સંગીત મહામહોદય પૂજ્ય સંગીતાચાર્ય **'પંડિત શ્રી ઓંકારનાથજી'** ઠાકુર પાસે, વિદ્યા સંપાદનનો અમૂલ્ય સમય સાંપડ્યો હતો. શ્રીયુત પંડિતજીએ પ્રેમપૂર્વક આપેલી તાલીમથી સંગીતની દિશામાં વધારો **થયો,** અને ઘણો ખરો માર્ગ સરળ થયો. ગુરૂભાઈ શ્રીયુત **શિવકુમારે** પણ કેટલાક રાગોની સમજ આપી છે. **તે** બદલ સર્વ વિદ્યાગુરૂઓ તથા ગુરૂબંધુનો અતિ ઉપકાર માનું છું. ખરે તેમનો હું ઋણી છું, અને તે સર્વેનો ઉપકાર જીંદગી પર્યંત ભૂલાય તેમ નથી. આ પ્રસ્તાવના લખવાનું માન પ૦પૂ૦ આચાર્યદેવ શ્રીમદ્ **વિજયલાવણ્યસૂરીશ્વરજી** મહારાજશ્રીને જ ઘટે છે, કારણ કે તેઓશ્રીના આશિર્વાદથી હું આ લખવા ભાગ્યશાળી નિવડ્યો છું. માટે તેઓશ્રીનો પણ અનહદ ઉપકાર માનતો; તથા આ પ્રસ્તાવનાના વાંચકો, ભક્તિપ્રધાન શાસ્ત્રીય સંગીતના પ્રેમી ને રસિયા બનો, અને તે દ્વારા આત્માનું કલ્યાણ સાધો, એવી આશા રાખતો વિરમું છું. પ્રાન્તે, અજ્ઞતાથી કે દષ્ટિદોષથી કાંઈપણ ભૂલ કે સ્ખલના થઇ હોય તે બદલ ક્ષમા યાચું છું. સુજ્ઞેષુ કિં બહુના. શુભં ભવતુ.



# પ્રકાશકીય નિવેદન.

---*---

અમારે સહર્ષ જણાવવું જોઇએ કે, સૂરિસમ્રાટ્ તપાગચ્છાધિપતિ પરમપૂજ્ય આચાર્યદેવ શ્રીમદ્ વિજય **નેમિસૂરીશ્વરજી** મ૦શ્રીના શિષ્ય પૂજ્ય મુનિરાજ શ્રી **ચંદ્રપ્રભવિજયજી** મહારાજશ્રી આ 'જિન સંગીત સરિતા' ના સહાયક વર્ગના સદુપદેશક છે. તથા શાસ્ત્રીય સંગીતકલાકાર સંગીતરત્ન **પ્રૉ. લક્ષ્મીચંદ મોહનલાલ શાહે,** નોટેશન તથા પ્રસ્તાવના આદિ લખવામાં, નિઃસ્વાર્થ સેવાભાવે ખૂબ પરિશ્રમ ઉઠાવ્યો છે. જેઓ ધાર્મિક ઓચ્છવોમાં અવાર નવાર સારી સેવા નિઃસ્વાર્થભાવે બજાવે છે અને શાસ્ત્રીય સંગીતયુક્ત ભક્તિરસથી જનતાને ડોલાવે છે. જેઓ એક સુખી તથા કુશળ વ્યાપારી હોવા છતાં નૈસર્ગિક ભક્તિયુક્ત સંગીતથી સમાજની અપૂર્વ સેવા બજાવી રહ્યા છે. ખરે આ તેમનો પ્રયત્ન પ્રશંસનીય ને આદરણીય છે. તથા સહાયક મહાનુભાવોએ ઉદારતાથી જે સહાય સમર્પી છે, તે પણ અનુમોદનીય છે. અસ્તુ.

---

તા. ક.–આ શ્રી જિન સંગીત સરિતાની કુલ ૨૦૦૦ પ્રતિઓ (ચોપડીઓ) છપાવી છે, તે પૈકી ૫૦૦ પ્રતિઓમાં નોટેશન તેમજ તેને લગતી શાસ્ત્રીય સંગીત અનુસાર પૂરતી માહિતી સહિત શરૂઆતનાં ૧૯ સ્તવનો આપેલાં છે, અને પ્રાન્તે **'સંસ્કૃત સ્તુતિ મંજુષા'** (વિવિધ તીર્થોની સ્તુતિઓ) તથા ચોવીશ જિનનું ચૈત્યવંદન આપેલ છે; ત્યારે ૧૫૦૦ પ્રતિઓમાં નોટેશન નથી પરંતુ પ્રાન્તે પંડિત શ્રી વીરવિજયજી કૃત વિધિ સહિત **'સ્નાત્ર પૂજા'** આપવામાં આવી છે, માટે ગ્રાહકોએ ઉપર્યુક્ત બાબત ધ્યાનમાં લઈ ખુલાસાપૂર્વક ચોપડીઓ મંગાવવી.

# વિષયાનુક્રમણિકા.

## પ્રથમ તરંગ. ( નોટેશન વિભાગ )

## દ્વિતીય તરંગ.

॥ દ્વિતીય-તરંગ સમાપ્ત ॥

# તૃતીય તરંગ.

## ❋ શ્રી નૂતન જિન સ્તવન ચોવીશી. ❋

## ચતુર્થ તરંગ.

### [ શ્રી જિનસ્તુતિ-ચતુર્વિંશિકા ]



### —સંસ્કૃતસ્તુતિમંજુષા—



### —શ્રી કદંબગિરિતીર્થ-જિનસ્તુતયઃ—





# સંગીત શિક્ષણ.

## (યાને સંગીતના પારિભાષિક શબ્દોની સમજુતી.)



સંગીત એટલે? રૂડું ગીત-ગાન, આ સંગીત શબ્દ **सम्** ઉપસર્ગ અને **गीत** શબ્દ મળીને બનેલ છે, માટે **सम्** એટલે રૂડું યા સારી રીતે અને **गीत** એટલે ગાવું, તે **સંગીત** કહેવાય.

**"गीत-वादित्र-नृत्यानां त्रयं संगीतमुच्यते।"** ગીત, **વાજીંત્ર ને નૃત્ય, એ ત્રણેય સંગીત કહેવાય છે.** આ ત્રિવિધ સંગીતમાં ગીત (ગાન-ગાવું) એ મુખ્ય છે, **સંગીતરત્નાકરમાં** પણ આજ વસ્તુ દર્શાવી છે. જુઓ, **"नृत्यं वाद्यानुगं प्रोक्तं, वाद्यं गीतानुवर्ति च।"** એટલે કે નૃત્ય-નાચ વાદ્ય-વાજીંત્રને અનુસારે થાય છે અને ગીત-ગાન (યા ગાનાર)ને અનુસારે વાજીંત્રો વાગે છે. સાર એ છે કે,-ગીત-ગાનાર એ મુખ્ય-રાજા છે અને વાજીંત્ર તેમજ નાચ બન્ને તેના અનુચર છે.

શાસ્ત્રીય પદ્ધત્તિ મુજબ ઉત્તમ રીતે ગાવું તે **વાસ્તવિક સંગીત** છે. શાસ્ત્રીય-પદ્ધત્તિ મુજબ એટલે? **સપ્તસ્વર, મૂર્છના, તાલ** અને **ગમક** સહિત ગાવું તે. આવા સંગીતનું જે જ્ઞાન, તે સંગીતવિદ્યા, ગાંધર્વીવિદ્યા, ગાનવિદ્યા યા નાદવિદ્યા પણ કહેવાય છે.

## સપ્તસ્વરનું સ્વરુપ

સપ્તસ્વર એટલે? સાત સ્વરોનો સમૂહ, કે જે **'સપ્તક'** કહેવાય છે. આ સ્વરસપ્તકનાં ટુંકાં નામ તથા સંપૂર્ણ નામ, તેમજ ક્યા પ્રાણીનો સ્વર (સુર) તથા મનુષ્ય માટે સ્વર સ્થાન કયું છે? તે બધું નીચેના કોઠાથી સ્પષ્ટ સમજાય છે.

| નં. | ટુંકું નામ | આખું નામ | કોનો સુર ? | સ્વર-સ્થાન. |
|---|---|---|---|---|
| ૧ | સા | ષડ્જ | મયૂરનો સુર (મૂળ સુર) | નાભિ |
| ૨ | રિ | ઋષભ | બળદનો સુર (સ્થિર સુર) | હૃદય |
| ૩ | ગ | ગંધાર | બકરાનો ,, | વક્ષસ્થળ (છાતી) |
| ૪ | મ | મધ્યમ | ક્રૌંચપક્ષીનો,, | કંઠ (ગળુ) |
| ૫ | પ | પંચમ | કોયલનો ,, | મુખ (મોઢું) |
| ૬ | ધ | ધૈવત | ઘોડાનો ,, | તાલુ (તાળવું) |
| ૭ | નિ | નિષાદ | હાથીનો ,, | નાસિકા(નાક |

આ મુજબ સ્વર (સુર)નાં પુરાં નામ તથા પ્રાણીના સુરો ગોઠવેલા છે. પશુ પંખી આદિ પ્રાણીને એક સુર હોય છે, માટે આ સ્વર-સપ્તકના સાતે સ્વરોનાં નામ તે તે પ્રાણીના નામ ઉપરથી રાખવામાં આવેલાં છે. મનુષ્યના શરીરમાં તે દરેક માટે જુદાં જુદાં સ્થાન હોય છે, જે આ કોઠામાં બતાવેલ છે. આ સાતે સ્વરનાં ટુંકા નામને 'સા,રિ,ગ,મ,પ,ધ,નિ' કહેવામાં આવે છે. દાખલા તરીકે 'મ+મા' એટલે મણિલાલ માણેકલાલ, તેમ અહિં પણ આદિ અક્ષરથી આખું નામ સમજવું.

આ સપ્તકના જો કે અનેક ભેદો છે, છતાં વાજીંત્રમાં મુખ્યત્વે કરીને, ત્રણ સપ્તકમાં ગવાય છે, માટે અહિં તે ત્રણ ભેદ જ બતાવીએ છીએ.

## સપ્તકના ત્રણ ભેદ ને તેનું સ્વરૂપ.

૧ મંદ્રસપ્તક, ૨ મધ્યસપ્તક અને ૩ તારસપ્તક. તેનાં સ્થાન આ પ્રમાણે "**हृदि मन्द्रो, गले मध्यो; मूर्ध्नि तार इति क्रमात्**" હૃદયમાં જે સ્વરોનું વધુ જોર લાગે તે 'મંદ્રસપ્તક' (ના સ્વરો) કહેવાય. અર્થાત્ મંદ્રસપ્તકનો અવાજ હૃદયમાંથી નીકળે છે. આને કેટલાક 'ખરજ (ષડ્જ) નો સપ્તક પણ કહે છે. જે સ્વરોનું કંઠમાં વધુ જોર લાગે તેવા સ્વરો 'મધ્યસપ્તક'ના કહેવાય છે, અર્થાત્ મધ્યસપ્તકનું કંઠસ્થાન છે. તથા જે સ્વરોનું તાળવામાં

વધુ જોર લાગે તેવા સ્વરો 'તારસપ્તક'ના કહેવાય છે, અર્થાત્ તાર સપ્તકનું તાલુ સ્થાન છે. મંદ્રસપ્તકનો અવાજ નીચો તથા જાડો, મધ્યનો મધ્યમ અને તારનો ઉંચો તેમજ ઝીણો અવાજ હોય છે.

સાત સ્વરો ક્રમશઃ એક એકથી ઉંચા નાદવાળા છે. જેનું શાસ્ત્રીય પ્રમાણ અપૂર્ણાંકમાં નીચે મુજબ છે.

| સ્વરો- | સા | રિ | ગ | મ | પ | ધ | નિ | સા |
|---|---|---|---|---|---|---|---|---|
| પ્રમાણ- | ૧ | ૯/૮ | ૫/૪ | ૪/૩ | ૩/૨ | ૫/૩ | ૧૫/૮ | ૨ |

## સપ્તકના સ્વરોનો પરસ્પર સંબંધ

'સા'ની સાથે બધા ય સ્વરોનો સંબંધ યા મેળ છે, છતાં 'સા' ને 'પ' નો પરસ્પર વધુ સંબંધ છે, તે મુજબ 'મ' પણ 'સા' ની સાથે સારો સંબંધ ધરાવે છે, છતાં 'પ' જેટલો તો નહિં જ, એટલી વિશેષતા છે.

'રે' સાથે 'ધ'નો વધુ સંબંધ છે અને તેથી ઓછો 'પ'નો છે.

'ગ' સાથે 'નિ'નો વધુ ને તેથી ઓછો 'ધ' સંબંધ રાખે છે.

'મ' સાથે 'સા તથા નિ' બન્ને સંબંધ રાખે છે. આ રીતે સર્વ સ્વરોમાં પરસ્પર સંબંધ યા મેળ છે.

સાર એ છે કે-હરકોઇ સ્વરથી (ગણતાં) પાંચમો કે ચોથો સ્વર પરસ્પર મેળ રાખે છે. આ નિયમને અનુસારે સ્વરોનો પરસ્પર સંબંધ જાણવા માટે નીચેનું કોષ્ટક સરળ પડશે. જુઓ-

| સ્વરનામ— | સા | રિ | ગ | મ | પ | ધ | નિ |
|---|---|---|---|---|---|---|---|
| સામાન્ય સંબંધ- | રિ,ગ,મ,પ,ધ,નિ | પ | ધ | | | | |
| વિશેષ સંબંધ— | પ, મ | ધ | નિ | સા,નિ | રિ,સા | ગ, રિ | મ, ગ |

સ્વરોના પરસ્પર મીલનનો પુનઃ આ પ્રકાર પણ છે. શાસ્ત્રકારે જેના 'વાદી, સંવાદી, અનુવાદી ને વિવાદી' એવા ચાર ભેદ પાડ્યા છે. તે પૈકી વાદી સંવાદી ને અનુવાદી સ્વરો પરસ્પર સંબંધ ધરાવે છે, પણ વિવાદી સ્વર વિરૂદ્ધ રહે છે. [1] શાસ્ત્રકાર 'વિવાદી'ને મુખ્ય સ્વર તરીકે, સંવાદીને બરાબરનો, અનુવાદીને બન્નેનો સહાયક અને વિવાદીને ત્રણેયથી વિરૂદ્ધ સ્વર તરીકે ઓળખાવે છે. દાખલા તરીકે, 'સા'નો વાદી 'પ' છે, તથા આ 'સા' ને 'પ' એ બન્નેનો અનુવાદી સ્વર 'ગ' છે. માટે 'સા, ગ, પ, સા' એમ કહેવાય. અથવા 'રે, મ, ધ, યા 'ની' પૈકી કોઇ પણ સ્વર લગાવવામાં આવે, તો આ સ્વરો ઉપરના સ્વરના વિવાદી સ્વર તરીકે ગણી શકાય, પરંતુ કોઈ વખત તારસપ્તકના 'સા'ને આ સ્વરોની સાથે અથવા આ સ્વરોથી રહિત લગાવવામાં આવે તો 'નિ' સ્વર અનુવાદી સ્વર તરીકે ગણી શકાય છે.

## વાદી, સંવાદી, અનુવાદી ને વિવાદીનું સ્વરુપ.

રાગમાં જે મુખ્ય સ્વર હોય અને તેથીજ રાગની મહત્તા હોય, તે સ્વર 'વાદી' કહેવાય છે. જે 'રાજા' તુલ્ય ગણાય છે અને જેથી હરકોઈ રાગ પારખી શકાય છે.

બીજે નંબરે, જે સ્વર વાદી સ્વરથી ઉતરતા દરજ્જાનો હોય, છતાં રાગમાં મદદ કર્ત્તા હોય, તે 'સંવાદી' સ્વર કહેવાય છે. અથવા રાગમાં જે વાદીસ્વર હોય, તેથી ચોથો કે પાંચમો સ્વર 'સંવાદી' મનાય છે. જેમકે, 'સા' જો વાદી સ્વર હોય તો, તેથી ચોથો 'મ' તથા પાંચમો 'પ' એ સંવાદી સ્વર કહેવાય. જે 'મંત્રી' તુલ્ય મનાય છે.

---

૧. શાસ્ત્રકાર 'વિવાદી'ને મુખ્ય માને છે, તેનો આશય એ છે કે- વિવાદી એટલે? વિરૂદ્ધવાદી યા પ્રતિવાદી નહિં પરંતુ વિશિષ્ટવાદી લેવો. એટલે કે, રાગમાં આવતા સ્વરો શિવાયનો સ્વર લેવો, કે જે રાગની શોભામાં વૃદ્ધિકારક બને છે તે, 'વિવાદી' સ્વર કહેવાય છે, એવો અર્થ કરવો.

વાદી ને સંવાદી શિવાયના સ્વરો **'અનુવાદી'** કહેવાય છે કે જેઓ 'સેવક' સરખા મનાય છે.

રાગને હાનિકર્ત્તા યા વર્જ્ય 'સ્વરો **'વિવાદી'** કહેવાય છે, કે જેઓ 'શત્રુ' તુલ્ય ગણાય છે.

## ⊙ સ્વર પ્રકાર ⊙

સ્વરના મુખ્ય બે પ્રકાર છે. ૧. અવિકૃત અને ૨. વિકૃત.

**અવિકૃત**=શુદ્ધ, સ્થાયિ કે અચલ સ્વર, આવા સ્વરો ફક્ત 'સા'ને 'પ' એ બેજ છે.

**વિકૃત**=વિકાર યા ફેરફારવાળા સ્વર, અથવા કોમળ કે તીવ્ર થનારા સ્વર. 'રિ, ગ, મ, ધ, નિ' આ પાંચ સ્વરો વિકૃત યાને કોમળ તીવ્ર થનારા સ્વરો છે.

વળી સ્વરના **શુદ્ધ 'કોમળ ને તીવ્ર'** એવા પણ ત્રણ ભેદો પડે છે.

**શુદ્ધ**=કુદરતી સ્વાભાવિક કે સહજ અવાજ (યા સુર).

**કોમળ**=શુદ્ધ સ્વરથી અડધો ઉતરતો હોય તે.

**તીવ્ર**=શુદ્ધ સ્વરથી (અડધો) ચઢતો સ્વર હોય તે.

સારાંશ એ છે કે, શુદ્ધ સ્વરથી કોમળનો અવાજ નીચો યા મંદ હોય છે અને તીવ્રનો શુદ્ધથી ઉંચો હોય છે.

## ⊙ સપ્તકમાં શુદ્ધ કોમળ ને તીવ્ર વિભાગ ⊙

'સા, રિ, ગ, મ, પ, ધ, નિ' આ સાત સુરોમાં ફક્ત 'મ' કોમળ વપરાય છે અને બાકીના છ શુદ્ધ સ્વરો કહેવાય છે. જેમાં 'સા' તથા 'પ' બન્ને અચલ સુરો છે, એટલે કે ફેરફાર વિનાના છે. તથા બાકીના સુરના આગળના પાંચે સુર 'કોમળ' કહેવાય છે.

ચાલુ ' સા, રે, ગ, મ, પ, ધ, નિ ' માં 'મ' કોમળ લેવાનો રીવાજ છે. એટલે કે બાકીનો (=કોમળ 'મ' ની પછીનો) ' મ ' તીવ્ર સમજવો.

**પ્રશ્ન**—જેમાં સાત સ્વર આવે તે 'સપ્તક' કહેવાય છે, તો એક સપ્તકમાં સાત જ સ્વર આવવા જોઇએ, છતાં એક સપ્તકમાં બાર સ્વર આવે છે, તે કઈ રીતે સમજવું?

**જવાબ**—એક સપ્તકમાં સાત જ સ્વર આવે છે. કિંતુ કોમળ, તીવ્ર ને શુદ્ધ (રૂપ પેટા વિભાગ)ને લઈને, બાર સ્વર એક સપ્તકમાં આવે છે, તેમ સંગીતશાસ્ત્રકારો જણાવે છે. તે આ પ્રમાણે—

'રિ, ગ, મ, ધ, નિ' માં 'રિ, ગ, ધ, નિ' તીવ્ર તથા તેની આગળના 'રિ, ગ, ધ, નિ' કોમળ મળી, આઠ (તીવ્ર કોમળ) થયા. 'મ' કોમળ તથા પાછળનો 'મ' તીવ્ર મળી, કુલ સ્વર દશ થયા. તથા 'સા' ને 'પ' એ બે અચળ સ્વર મળી કુલ બાર સ્વરનો એક સપ્તક થાય છે. અથવા—

'સા, રિ, ગ, મ, પ, ધ, નિ' એ સાત શુદ્ધસ્વર તથા 'રિ ગ મ ધ નિ' એ પાંચ વિકૃત સ્વર મળી એક સપ્તકમાં કુલ બાર સ્વર આવે છે, એમ સમજવું.

## ૦ મૂર્ચ્છનાનું સ્વરૂપ ૦

"**क्रमात् स्वराणां सप्तानामारोहश्चावरोहणम्**" સાતે સ્વરોનો ક્રમથી આરોહ અને અવરોહ કરવો તે 'મૂર્ચ્છના' કહેવાય. અથવા 'મૂર્ચ્છના એટલે મૂર્છા' એટલે કે, પૂરી ચેતના કે પૂરી હૂંશિયારી જેમાં ન હોય, તેવી સ્વરોની જે સ્થિતિ, તે મૂર્ચ્છના કહેવાય છે. આનો પણ સાર એ છે કે-ગાતી વખતે, કોઇ વેળા કોઇ સ્વર પોતાના પુરા સ્થાન ઉપર ન રહે, કોઈ કોઇ વખત સ્વરસ્થાન ઉપર આવે, ફેર વધુ કે ઓછો થાય, છતાં જેમાં બીજો કોઇ સ્વર ન આવે અને કર્ણપ્રિય લાગે-આનંદવર્ધક બને, એવું જે સ્વરોનું હિલન(=હાલવું), તે 'મૂર્ચ્છના' કહેવાય છે.

## ● —ગમકનું સ્વરૂપ— ●

"**स्वरस्य कम्पो गमकः, श्रोतृचित्तसुखावहः**" શ્રોતાના હૃદયને સુખાકારી–આનંદદાયક સ્વરોનો જે કમ્પ–સ્વરોનું જે ધ્રુજન યા હિલન તે 'ગમક' કહેવાય છે. તેના 'સ્ફુરિત, **તિર્યંક્, લીન** આદિ ૧૫ ભેદો છે.

## ◇ —આરોહ ને અવરોહ— ◇

આરોહ=ક્રમશઃ એક પછી એક સ્વરને ઉંચે ચઢાવવો યાને ઉત્તરોત્તર ઉંચે સ્વરે લઇ જવો તે.

અવરોહ=ક્રમશઃ એક પછી એક સ્વરને નીચે લઇ જવો તે.

ટુંકાણમાં કહીએ તો, અનુક્રમે સ્વરોનું ચઢવું તે **આરોહ** ને ઉતરવું તે **અવરોહ** કહેવાય છે.

## ◇ રાગની ઉત્પત્તિનો ક્રમ ◇

પવનથી નાદ ઉત્પન્ન થાય છે, નાદથી સ્વર ને સ્વરથી રાગ ઉત્પન્ન થાય છે.

## ◇ રાગની જાતિઓ ◇

રાગ=**रञ्जयतीति रागः**' રંજિત કરે–ખુશ કરે તે રાગ કહેવાય. અથવા "**रञ्जकः स्वरसन्दर्भः, स रागः कथितो बुधैः**" જન મન રંજન કરનાર જે સ્વર રચના, તેને સંગીતજ્ઞો 'રાગ' કહે છે. એટલે કે, પરસ્પર મીલનથી જે સ્વરો કર્ણ પ્રિય બને, તે 'રાગ' કહેવાય છે. આવા અનેક રાગો ગાવામાં આવે છે, પરંતુ તે તમામનો છ રાગમાં સમાવેશ થઇ જાય છે, જે રાગની છ જાતિઓ કહેવાય છે.

૧ ઓડવ, ૨ ષાડવ, ૩ સંપૂર્ણ, ૪ શુદ્ધ, ૫ છાયાલગત્વ ને ૬ સંકીર્ણ. આ રાગની છ જાતિઓ કહેવાય છે.

૧ ઓડવ=જે રાગ (ના આરોહ કે અવરોહ)માં પાંચ જ સ્વર હોય તે, ઓડવ જાતિનો રાગ કહેવાય.

૨ **ષાડવ**=જે રાગમાં ૬ (છ)જ સ્વર હોય તે.
૩ **સંપૂર્ણ**=જે રાગ [ના આરોહ કે અવરોહ]માં સાતેય સ્વર હોય તે.
૪ **શુદ્ધ**=જે રાગમાં તમામ શુદ્ધ સ્વર હોય તે.
૫ **છાયાલગત્વ**=જે રાગમાં, મનોહરતા લાવવા માટે, બીજા રાગના સ્વરોને પણ લગાવવામાં આવે તે. યાને બીજા રાગના સ્વરોની છાયા લાગવાથી. જે રાગમાં મનોહરતા વધે તે.
૬ **સંકીર્ણ**=જે રાગમાં ત્રણ ચાર જાતના રાગોનું મિશ્રણ હોય, છતાં કર્ણપ્રિય લાગે તે.

રાગના આરોહ ને અવરોહમાં આવતા સ્વરોની સંખ્યા ઉપરથી રાગની જાતિનો નિર્ણય થાય છે, એ નિયમને અનુસારે સ્વરસપ્તક ઉપરથી રાગની સાત જાતિઓ પણ પડે છે. તે નીચે મુજબ—

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | સાત સ્વર પૈકી, | ફક્ત એક | સ્વર | જેમાં હોય તે | **આર્ચિક** | જાતિનો | રાગ. |
| ૨ | ,, | બે | ,, | ,, ,, | **ગાથિક** | ,, | ,, |
| ૩ | ,, | ત્રણ | ,, | ,, ,, | **સામિક** | ,, | ,, |
| ૪ | ,, | ચાર | ,, | ,, ,, | **સ્વરાન્તર** | ,, | ,, |
| ૫ | ,, | પાંચ | ,, | ,, ,, | **ઓડવ** | ,, | ,, |
| ૬ | ,, | છ | ,, | ,, ,, | **ષાડવ** | ,, | ,, |
| ૭ | ,, | સાતેય | ,, | ,, | **સંપૂર્ણ** | ,, | ,, |

## ◇ સ્થાઇ, અંતરા, સંચારી ને આભોગનું સ્વરૂપ ◇

ગાયન (યા રાગ)ના ચાર ભાગ હોય છે. તેમાં પહેલો ભાગ '**સ્થાઈ**' બીજો ભાગ '**અંતરો**' ત્રીજો ભાગ '**સંચારી**' ને ચોથો ભાગ '**આભોગ**' કહેવાય છે

**સ્થાયિનું** સ્વરૂપ મુખ્યતયા મંદ્ર તેમજ મધ્યસપ્તકમાં હોય છે અને **અંતરાનું** સ્વરૂપ ઘણા ભાગે મધ્યમ તથા તારસપ્તકમાં હોય છે. આવી રીતે રાગની ગોઠવણ સ્થાયિ તથા અંતરામાં જુદા જુદા સ્વરૂપે હોય છે.

ગાયનોનો મોટો ભાગ સ્થાઇ અને અંતરા (એ બે ભાગ)માં જ હોય છે. ફક્ત [1]ધ્રુવપદ વગેરેમાં ચારે ભાગ આવે છે. [ આ પુસ્તિકામાં શરૂઆતના બે ભાગને જ સ્થાન છે, છતાં પ્રસંગોપાત્ત સંચારીને આભોગનું સ્વરૂપ બતાવી દીધું છે ]

**સંચારી**=જેમાં સ્થાયિ અને અંતરાના સ્વરોનો સમાવેશ હોય, એવો ગાયનનો ત્રિજો વિભાગ.

**આભોગ**=જેમાં સ્થાયિ અંતરા તથા સંચારી, એમ ત્રણે ભાગના સ્વરોનું મિશ્રણ હોય, તેવો ગાયનનો ચોથો વિભાગ.

## ◇ ગીત (ગાયન)નાં છ લક્ષણો ◇

**"सुस्वरं सुरसं चैव, सुरागमधुराक्षरम् ।**
**सालंकारं प्रमाणं च षड्विधं गीतलक्षणम् ॥१॥**

અર્થ:—સુંદર સ્વરોવાળું, સુંદર રસવાળું, સારા રાગવાળું, મધુર અક્ષરોવાળું, અલંકારવાળું અને પ્રમાણ સહિત-પ્રમાણોપેત, આ ગીતનાં છ લક્ષણો છે.

## ◇ અલંકાર, તાન, પલટા, આલાપ ને થાટનું સ્વરૂપ ◇

**અલંકાર**=સ્વરોની અમુક પ્રકારની ચમત્કારિક રચના.

**તાન**=અલંકાર યુક્ત સ્વરોનો ક્રમિક આરોહ.

**પલટો**=અલંકાર યુક્ત સ્વરોનો ક્રમિક અવરોહ.

**આલાપ**=તાન પલટાને આનંદદાયિ વિલંબિતલય(મંદ મંદ ગતિ)માં ગાવું તે.

**થાટ**=આરોહ અવરોહ થઇ શકે તેવી રીતે, સ્વરોને એક સરખા ક્રમથી ગોઠવવા યા તેવી સ્વર રચના કરવી તે.

---

૧. 'ધ્રુવપદ વગેરેમાં' એટલે? **ધ્રુવપદ**(ધ્રુપદ),**ચોતાલ** અગર **સુલફાગ** કે **ધમાર** તાલમાં રાગનું જુદું સ્વરુપ બતાવવા માટે, સંચારી ને આભોગનો ઉપયોગ કરવામાં આવે છે. ક્વચિત્ ધ્રુપદ તોડીને ત્રિતાલ કીધો હોય તો ત્રિતાલમાં પણ સંચારીને આભોગ આવી શકે છે.

### ◇ —માત્રાનું સ્વરૂપ— ◇

જેમ અવાજનું માપક યંત્ર સ્વરસપ્તક છે, તેમ લયનું માપક યંત્ર 'માત્રા' છે. અથવા માત્રા એ લયની વ્યવસ્થાપિકા છે.

**માત્રા**=એક સેકંડ જેટલો યા નાડીના એક ધબકારા જેટલો સમય. આ માત્રાના પણ 'ચતસ્ત્ર, ગુરૂ, લઘુ, દ્રુત, અણુદ્રુત, અણુ-અણુદ્રુત, તથા અણુઅણુઅણુદ્રુત' એવા સાત પ્રકાર છે. તે દરેકનું પ્રમાણ નીચે મુજબ—

| માત્રાનું નામ | ચતસ્ત્ર | ગુરૂ | લઘુ | દ્રુત | અણુદ્રુત | અણુઅણુ દ્રુત | અણુઅણુ-અણુદ્રુત |
|---|---|---|---|---|---|---|---|
| માત્રાનું પ્રમાણ | ૪ | ૨ | ૧ | ૧/૨ | ૧/૪ | ૧/૮ | ૧/૧૬ |

### ⊙ તાલ ને લયનું સ્વરૂપ ને એકતા ⊙

**તાલ**=કાળમાપક યંત્ર, યાને કાળનું અમુક માપ. એટલે કે, કાળ માપવા માટે હાથથી જે તાલી વગાડવામાં આવે છે તે, તાલ કહેવાય છે.

**લય**=નિયમિત સરખી ગતિએ સ્વરો ગોઠવીને ગાવું તે. આ લયના વધુ કે ઓછા પ્રમાણથી વ્યવસ્થિત રીતે ગાવું, તેનું નામ **તાલ** કહેવાય છે; અને તેથી જ, લયના વિલંબિત, મધ્ય ને દ્રુત, એવા ત્રણ ભેદો વધુ કે ઓછા પ્રમાણના પડે છે. સાર એ આવ્યો કે, તાલની ગતિ એ લય કહેવાય છે, કે જે ગતિની ન્યૂનાધિકતાને લઇને જ, લયના ત્રણ ભેદ પડે છે. માટે તાલ ને લયની એકતા છે, તે સ્પષ્ટ સમજાય છે.

### ◇ —લયના ભેદોનું સ્વરૂપ— ◇

**"त्रयो लयास्तु विज्ञेया द्रुत-मध्य-विलम्बिताः"** દરેક તાલમાં ત્રણ જાતના લયો હોય છે. દ્રુત, લય ને વિલંબિત.

૧ **દ્રુતલય**=મધ્યલયથી બમણી તથા વિલંબિતથી ચારગણી ગતિવાળો શીઘ્રલય.

૨ મધ્યલય=વિલંબિતથી બમણી ગતિવાળો લય.

૩ વિલંબિતલય=ધીરી ધીરી યા મંદ ગતિવાળો લય.

દરેક તાલમાં **'તાલી, ખાલી ને સમ'** હોય છે, આનું કારણ એ છે કે– ગાતી વખતે આ ત્રણ સ્થળના સ્વરો પર ક્રમથી થોડું જોર અપાય છે. જેમકે, તાલી ઉપર થોડું, તેથી થોડું ખાલી ઉપર અને તેથી થોડું જોર સમ ઉપર અપાય છે. **મુખ્ય તાલ** 'સમ' કહેવાય છે અને તાલી એ **ભરીતાલ** પણ કહેવાય છે. તથા ખાલી એટલે? ભરી કે સમ, એ બેમાંથી એકેય નહિ, અર્થાત્ **શૂન્યતાલ.** ગાયનમાં 'સમ'ની તાલ મુખ્ય ગણાય છે, તેનું કારણ એ છે કે, 'સમ'થી જ એક, બે, ત્રણ એમ માત્રા ગણાય છે અર્થાત્ 'સમ'થી માત્રાનો પ્રારંભ થાય છે અને તેના ઉપર સૌથી વધુ વજન અપાય છે. વળી શ્રોતા 'સમ' આવે ત્યારે 'હં' એવો અવાજ કરે છે અને તબલચી, વાજીંત્રકાર તથા ગાયક, એ તમામનું ધ્યાન 'સમ' ઉપર હોય છે; માટે ગાયક તાન પલ્ટા કરી 'સમ' ઉપર આવે છે ત્યારે અન્ય સાજીંદા ને 'સમ' બતાવે છે.



## તાલનું સ્વરુપ તથા તબલા (ઠેકા)ના બોલ.



**ત્રિતાલ**—માત્રા ૧૬, ખંડ ૪, ૧ ખાલી ને ત્રણ તાલી.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ના | ધીં | ધીં | ના | ના | ધીં | ધીં | ના | ના | તીં | તીં | ના | ના | ધીં | ધીં | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

**દાદરા**—માત્રા ૬, ખંડ ૨, એક ખાલી ને એક તાલી.

| × | | | ૦ | | |
|---|---|---|---|---|---|
| ધા | ગીં | ના | ધા | તીં | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

**એકતાલ**—માત્રા ૧૨, ખંડ ૬, બે ખાલી ને ચાર તાલી.

| × | | ૦ | | ૨ | | ૦ | | ૩ | | ૪ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીં | ધીં | ધાગે | તિટકિટ | તું | ના | ક | તા | ધાગે | તિટકિટ | ધીં | નાના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

**કહેરવા**—માત્રા ૪,

| ધાગે | નતિ | નક | ધીંન્ |
|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ |

આમાં ચાર માત્રા સાથે ગાવાથી એક તાલી આવે છે અને બબ્બે માત્રા અલગ ગાવાથી એક સમ ને એક ખાલી આવે છે. આ કહેરવાને દ્રુત-લયમાં વગાડવાથી **ચલતી** કહેવાય છે.

**જપતાલ**—માત્રા ૧૦, ખંડ ૪, એક ખાલી ને ત્રણ તાલી.

| × | | ૨ | | | ૦ | | ૩ | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ધીં | ના | ધીં | ધીં | ના | તીં | ના | ધીં | ધીં | ના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |

**દીપચંદી**—માત્રા ૧૪, ખંડ ૪, એક ખાલી ને ત્રણ તાલી.

| × | | | ૨ | | | | ૦ | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધીં | + | ધા | ધા | ધીં | + | તા | તીં | + | ધા | ધા | ધીં | + |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ |

**તિલવાડા**—માત્રા ૧૬, ખંડ ૪, એક ખાલી ને ત્રણ તાલી.

| × | | | | ૨ | | | | ૦ | | | | ૩ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | તિરકિટ | ધીં+ | ધીં | ના | ના | ધીં | ધીં | તા | તિરકિટ | ધીં+ | ધીં | ના | ના | ધીં | ધીં |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧૫ | ૧૬ |

**ખેમટો**—માત્રા ૬, ખંડ ૨, એક ખાલી ને એક તાલી.

| × | | | ૦ | | |
|---|---|---|---|---|---|
| ધાગ | ધીંના | ગેના | તાક | તિંના | ગેના |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

**ખુલ્લા બાજનો હીંચ**—માત્રા ૬, ખંડ ૨, એક ખાલી ને એક તાલી.

| × | | | ૦ | | |
|---|---|---|---|---|---|
| ધીન | ધાક | તાગે | દીન | તાક | તાગે |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

બંધ બાજનો હીંચ—

| × | | | ॰ | | |
|---|---|---|---|---|---|
| ધીં | નાગે | ધા | તી | નાગે | ધા |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |

લાવણી—માત્રા ૮, ખંડ ૪, ત્રણ તાલી ને એક ખાલી.

| × | | ૨ | | ॰ | | ૩ | |
|---|---|---|---|---|---|---|---|
| ધા | ધીં | ધા | ત્રક | તા | તીં | તા | ત્રક |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ |

ચૌતાલ—માત્રા ૧૨, ખંડ ૬, બે ખાલી ને ચાર તાલી.

અસલ નામ ધ્રુવપદ છે જે દ્રુપદ પણ કહેવાય છે.

| × | | ॰ | | ૨ | | ॰ | | ૩ | | ૪ | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ધા | ધા | દીં | તા | તિટ | ધા | દીં | તા | તિટ | કતા | ગેદિ | ગન |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |

૧ પુસ્તકપ્રાપ્તિસ્થાનઃ—

'શ્રી વિજયલાવણ્યસૂરિ જૈન સંગીત મંડળ'

ના પ્રમુખ

શાહ અમૃતલાલ તલકચંદ.

મુ. ચાણુસ્મા. વાયા—મહેસાણા.

૨ પુસ્તકપ્રાપ્તિસ્થાનઃ—

શાસ્ત્રીય સંગીત કલાધર સુપ્રસિદ્ધ સંગીતરત્ન

લક્ષ્મીચંદ મોહનલાલ શાહ.

('શ્રી મહાવીર જૈન સંગીત મંડળ'ના પ્રમુખ)

ઠે. પ્રીન્સેસ સ્ટ્રીટ, આનંદ ભુવન—મુંબઈ, ૨.

# સ્વ૦ ડૉ. શાંતિલાલ હરીલાલ મહેતા.

રાવ સાહેબ હરીલાલ જેઠાભાઈ, રાજકોટ એજન્સીના પોલીસ સુપ્રીન્ટેન્ડન્ટ હતા. ત્યાંથી નિવૃત્ત થઇ તેઓશ્રી આણંદજી કલ્યાણજીની પેઢીમાં સભ્ય થઇ બનતી સેવા આપતા. તેઓશ્રી શાંતિપ્રિય હતા અને ધર્મમય જીવન ગાળતા હતા.

તેઓશ્રીના જેવા સુજ્ઞ પિતાને ઘેર ડૉ. શાંતિલાલ મહેતાનો જન્મ, રાજકોટ મુકામે તા. ૧૩–૧૦–૧૮૯૧ ને દિવસે થયો હતો. જેવું નામ તેવા જ તેમનામાં ગુણ હતા. 'यथा नाम तथा गुणाः' એ ઉક્તિને તેઓશ્રીએ સાર્થક કરી હતી. તેઓ અભ્યાસમાં આગળ પડતા હતા. તેઓએ ૨૪ વર્ષની વયે એમ. બી. બી. એસ. ની ડીગ્રી મેળવી હતી. તેમણે અમદાવાદની સીવીલ હૉસ્પીટલમાં ઘણા વર્ષો સુધી આ. ઓનરરી સર્જન તરીકે માનદ કામ આપ્યું હતું. તે પછી દસ વર્ષ સુધી સુરતમાં દવાખાનું ચલાવ્યું હતું. ઑપરેશનના કામમાં પણ પ્રવીણ હતા. સીવીલ હૉસ્પીટલમાં પણ ઑપરેશન માટે આમન્ત્રણો આવતાં, તેઓ ત્યાં જતા અને સારી સેવા બજાવતા.

સને ૧૯૩૦–૩૧માં રાષ્ટ્રીય ચળવળ ઉપડી અને ઘણા વીર સૈનિકો ઘાયલ થવા લાગ્યા ત્યારે તેમની સારવાર કરવાનું જરૂરી બનતાં, દાંડી અને ધારાસણા જઇ રાતદિવસ ઘણો શ્રમ ઉઠાવી, તે વીરોની તેમણે ઘણી સારી સારવાર કરી હતી.

છેલ્લા દશકાથી તેઓ અમદાવાદમાં શાંતિમય જીવન ગાળતા હતા. દવાખાનું પણ, માત્ર સેવા અર્થે ચલાવતા. આ દવાખાનું ગરીબો માટે જ હતું. આ રીતે તેઓની સેવા મરણ પર્યંત ચાલુ હતી.

તેઓશ્રી ફક્ત ૧૮ કલાકની માંદગી ભોગવી, તા. ૧૩–૪–૧૯૪૩ ને દીવસે પોતાની પાછળ, ચાર પુત્રો ને પત્ની આદિ પરિવારને શોક કરતાં મૂકી, ચૈત્ર સુદી નોમની રાત્રે અવસાન પામ્યા.

તેઓશ્રીને જ્યોતિષનો, ધાર્મિક તેમજ અન્ય વિવિધ વિષયક પુસ્તકો વાંચવાનો ખૂબજ શોખ હતો. તેઓ સ્વભાવે પ્રેમાળ, શાંતિપ્રિય, ઉદાર, દયાળુ અને મીલનસાર હતા, તથા ગરીબોને અને વિદ્યાર્થીઓને મૂંગી મદદ કરતા હતા. પ્રભુ તે સદ્‌ગત પૂજ્ય પિતાશ્રીના આત્માને શાંતિ આપો.

લે. અરૂણકુમાર શાંતિલાલ મહેતા.

## ❋ નોટેશનના ચિહ્નોની સમજ ❋

મધ્યમ સપ્તકની કોઈ નીશાની આપવામાં આવી નથી. જેમકે 'સા,રે,ગ,મ,પ,ધ,નિ'.

ॢ જે [1]સ્વરની નીચે મીંડું હોય, તે સ્વર મંદ્રસપ્તકનો સમજવો. જેમકે 'નિ ધ પ મ ગ રે સા'.

ॱ જે સ્વર ઉપર મીંડું હોય તે સ્વર તારસપ્તકનો સમજવો. જેમકે 'સાં, રેં, ગં, મં, પં.

| જે મ ઉપર આવી ઉભી લીટી હોય. તે તીવ્ર મ સમજવો. જેમકે 'મ'.

– જે સ્વરની નીચે આવી આડી લીટી હોય તે, કોમળ સમજવો. જેમકે 'રે ગ ધ નિ'. કોમળ 'મ' ચાલુ સારિગમમાં છે, જેથી કોમળ 'મ' ની કોઈ નિશાની રાખી નથી.

‿ જે સ્વરોની નીચે આવો અર્ધ ચંદ્રાકાર હોય તેટલા સ્વરો એકજ માત્રામાં લેવા. અર્થાત્ તે તમામની એક જ માત્રા ગણવી. જેમકે 'સારેગમ રેગમ પધ' ઈત્યાદિ.

× જે અક્ષર ઉપર આવી આડી ચોકડી હોય તે, 'સમ'ની જગ્યા સમજવી. જેમકે— । સા રે ગ મ । પ ધ નિ સા ।

० જે અક્ષર ઉપર શૂન્ય હોય, તે 'ખાલી'ની જગ્યા સમજવી. જેમકે— । સા । ન ધ પ । મ ગ રે સા ।

+ જે સ્વર કે અક્ષર પાછળ (પછી), આવી સીધી ચોકડી

---

[1] સ્વર શબ્દથી સર્વત્ર 'સારિગમપધનિ' પૈકી કોઈ પણ સ્વર-અક્ષર તથા ગાયન યા સ્તવનના શબ્દો પૈકીનો કોઈ પણ અક્ષર સમજાવો, પરંતુ વ્યાકરણ શાસ્ત્રના નિયમાનુસાર ૧૪ સ્વર જ નહિ. કારણ, કે, અહિં સંગીતશાસ્ત્રમાં શબ્દ માત્ર સ્વરશબ્દથી વપરાય છે. આ બાબત ખાસ ખ્યાલમાં રાખવા જેવી છે.

હોય, ત્યાં એક માત્રા ઠેરવું. યા એક માત્રા લંબાવવી. જેમકે,—
'નિ+=' અહિં બે માત્રા ગણાય. તેવી રીતે જેટલી ચોકડીઓ તેટલી
૧ ૨
માત્રાઓ લંબાવવી, યા તેટલી માત્રા અધિક ગણવી.

**સૂચના**—રાગ-રાગિણી નિયમિત સમયે ગાવાથી, તેનુ માધુર્ય ખીલી નીકળે છે, માટે શાસ્ત્રીય નિયમાનુસાર અમુક રાગ અમુક સમયે ગવાય તો જ તેની ખરી ખૂબી અનુભવાય છે. આ વસ્તુ ધ્યાનમાં લઇ તે તે રાગના નોટેશનની શરૂઆતમાં જ **વાદી, સંવાદી, આરોહ, અવરોહ, જાતિ, ગાવાનો સમય** તથા તે રાગને લગતી **વિશેષ માહિતી** પણ સાથે સાથ આપી છે. તથા **ખંબાવતી** તથા **દેવગિરિ** જેવા અપ્રચલિત છતાં આકર્ષક ને મનોહર રાગોનું સ્વરૂપ, સાર્થ સંસ્કૃત શ્લોકો આપીને પણ, વિશદ કરેલ છે.

## શુ....દ્ધિ....પ....ત્ર....ક

| અશુદ્ધ | શુદ્ધ | પાનું. | લીટી. |
|---|---|---|---|
| મ | મં | ૨ | ૧૭ |
| ગમ | ગમ | ૨ | ૧૭ |
| મધ | મધ | ૨ | ૧૯ |
| પમ | પમ | ૨ | ૧૯ |
| મ | મ | ૩ | ૧ |
| ગંમ | ગંમ | ૩ | ૬ |
| મ | મ | ૩ | ૧૧ |
| મસાં | મસા | ૩ | ૧૪ |
| નિ ધ નિ | નિ ધ નિ | ૩ | ૧૫ |
| ધ નિ | ધ નિ | ૫ | ૧ |
| ૦ | હિ | ૫ | ૪ |
| નિ | નિ | ૫ | ૭ |
| ધ+નિ | ધ+નિ | ૫ | ૧૧ |
| સાં+નિ | સાં+નિ | ૫ | ૧૧ |
| જેમાં | જેના અવરોહમાં | ૬ | ૮ |
| (૩) | ૦ | ૭ | ૫ |
| સાં સા | સા સા | ૭ | ૧૩ |
| સા+રે | સા+રે | ૭ | ૧૩ |
| મા | મા+ | ૭ | ૨૦ |

| | | | |
|---|---|---|---|
| નિ ધ | નિ ધ | ૧૦ | ૧૦ |
| રે+સાં રે | રેં+સાં રે | ૧૧ | ૫ |
| નિ+રે+ | નિ+રેં+ | ૧૧ | ૫ |
| નિ | નિ઼ | ૧૨ | ૧૦ |
| ધપમપ | ધપમપ | ૧૨ | ૧૭ |
| રેં રેં | રેં રેં | ૧૩ | ૧ |
| રે રે | રેં રેં | ૧૩ | ૩ |
| રે સા | રેં સા | ૧૩ | ૩ |
| સાં રેસા | સા રેસા | ૧૪ | ૩ |
| નિ ધ મ | ૩ નિ ધ મ | ૧૬ | ૨ |
| નિ ધ | નિ ધ | ૧૬ | ૬ |
| સાધ | સાધ઼ | ૧૮ | ૧૫ |
| નિધુ | નિધુ | ૨૯ | ૧૭ |
| રેં | રેં | ૪૩ | ૨ |
| રે | રે | ૪૩ | ૪ |
| રેંસાં | રેંસાં | ૪૩ | ૪ |
| મગ | મગ | ૪૩ | ૬ |
| સુધારે | સુધા રે | ૫૮ | ૧૧ |
| અભ | સભ | ૬૮ | ૧૫ |
| કમળથી | કરણથી | ૭૦ | ૨૧ |
| ગ્રાવો | લ્હાવો | ૭૫ | ૪ |

| | | | |
|---|---|---|---|
| સભી૧ | સભી૪ | ૭૯ | ૯ |
| પાપ૪ | પાપ૫ | ,, | ૧૦ |
| પ્રસસાને | પ્રશંસાને | ૯૩ | ૨૨ |
| ચોલ | ચોલ૫ | ૯૫ | ૩ |
| સોવન | સોવન૧૦ | ૯૭ | ૧૮ |
| શ્રેયાસ | શ્રેયાંસ | ૯૮ | ૧૦ |
| સૂય | સૂર્ય | ,, | ૨૫ |
| સૂરિશ્વરા | સૂરીશ્વરા | ૯૯ | ૪ |
| વિમળશર્ન | વિમળદર્શન | ૧૦૦ | ૧૦ |
| ભંગની | ભૃંગની | ૧૦૪ | ,, |
| રારા | હારા | ,, | ૧૧ |
| નાકા | નૌકા | ૧૦૭ | ૨૫ |
| સૂરીની | દક્ષની | ૧૦૮ | ૨૩ |
| કપ્પકલ્લ | કપ્પરુક્લ | ,, | ૨૫ |
| ડોઢરોગને | કોઢરોગને | ,, | ૧૬ |
| નારી | તારી | ૧૦૯ | ૮ |
| ૧ગગને | ૯ગગને | ,, | ૧૬ |
| ૨ગગનમણિ | ૧૦ગગનમણિ | ,, | ,, |
| ૩પદ્દનંદન | ૧૧પદ્દનંદન | ,, | ૧૭ |
| ૪આગરૂ | ૧૨આગરૂ | ,, | ૧૮ |
| ૫પદકજ | ૧૩પદકજ | ,, | ૧૯ |
| કલ્પરૂપ | કલ્પવૃક્ષ | ,, | ૨૨ |
| મિર્મલ | નિર્મલ | ૧૧૦ | ૫ |
| સમાપ્ત | સમાપ્તા | ,, | ૯ |
| ૧૨૮ | ૧૨૪ | ,, | ૧૦ |
| ચોવીશીના | ચોવીશના | ,, | ૧૫ |
| પ્રમાખે | પ્રમાણે | ,, | ૨૧ |
| જિનશ્વર | જિનેશ્વર | ૧૧૪ | ૧૧ |
| પુતળી ને | પુતળીને | ૧૨૦ | ૨૧ |

॥ ॐ अर्हं नमः ॥

आशंशवशीलशालिने

**लावण्य**कलिताय श्री**नेमी**श्वराय नमः ॥

# જિન સંગીત સરિતા.

मङ्गलाचरणम्-

विश्ववन्द्यं **महावीरं**, वन्दे देवेन्द्रसेवितम् ।
**शारदां** पारदां शास्त्र,-सागरस्यार्हतां तथा ॥१॥

तीर्थपं सूरिसम्राजं, नौमि **नेमिं** जगद्गुरुम् ।
नतं दक्षक्षमापाले,-र्लावण्यशीलशालिनम् ॥२॥

कविरत्नं च सच्छब्द,-शास्त्रवाचस्पतिं गुरुम् ।
स्मृत्वा **लावण्यसूरीशं**, वाणीलावण्यमालिनम् ॥३॥

भक्तिलीनमना **दक्षः**, भक्तिकल्लोललालिताम् ।
संगतां **जिनसंगीत,-सरितां** कुरुते मुदा ॥४॥ ( અનુષ્ટુપ: )

**( શાર્દૂલવિક્રીડિત-છંદ )** સંગીતમહિમા-

तीर्थेशाः किल मालकोशकलिता यद्देशनां कुर्वते,
येनाप्तं नृपरावणेन शिवदं सत्तीर्थकृत्कर्म च ।
विश्वप्राणिप्रमोददानसदनं **देवेन्द्रदक्षा**दृतं,
**संगीतं** शिवकारणं जयति तद् भक्तिप्रकर्षान्वितम् ॥५॥

**વાદી-ગંધાર. રાગ-યમન. ત્રિતાલ. માત્રા-૧૬. સંવાદી-નિષાદ.**

**આરોહ**-સા રે ગ મં પ ધ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ પ મં ગ રે સા

ગાવાનો **સમય**-રાત્રિનો પ્રથમ પ્રહર. **જાતિ-સંપૂર્ણ.**

( આ રાગમાં-'મ' તીવ્ર લાગે છે, બાકીના તમામ શુદ્ધ સ્વર છે. સંધ્યાકાળના સ્તુતિ-સ્તવનાદિ માટે આ રાગ મુખ્ય છે. જે કર્ણપ્રિય ને મધુર છે. વળી આમાં બે 'મ' લાગવાથી આ રાગ 'યમન કલ્યાણ' રાગ થઇ જાય છે. )

## ૧. શ્રી ચંદ્રપ્રભ જિન સ્તવન.

### ( રાગ-યમન, ત્રિતાલ )

સ્થાઇ—

જિનવર ચંદ સહાઈ, સૈયા મોરા—જિનવર—
પાયેંગે જબ દરશન, પિયા મોરા;
ચિત્ત-ચકોર હુલસાઇ, સૈયા મોરા—જિનવર—(૧)

અંતરા—

જબહુ જિનજી દિલ લાયેંગે, પિયા મોરા;
સમકિત સર ઉલસાઇ, સૈયા મોરા—જિનવર—(૨)
નેમિ-લાવણ્ય-દક્ષ-કુમુદકે સૈયા મોરા;
ચંદ્રપ્રભ સુખદાઇ, પિયા મોરા—જિનવર—(૩)

---

### નોટેશન

સ્થાઇ

| | ૩ | × | ૨ |
|---|---|---|---|
| નિ નિ ધ પ | પ + મ ગ | પ + મ ગરે | નિરે ગમ ગરે સા |
| જિ ન વ ર | ચં + દ સ | હા + ઇ + | સૈ યા મો રા |
| નિ + રે ગ | પ મ ગ રે | નિ રે ગ મધ | પમ ગરે ગરે નિસા |
| પા + યેં + | ગે + જબ | દ ર સ ન | પિ યા મો રા |

| | | | |
|---|---|---|---|
| નિ + ધ પ | મ ધ પ મગ | પ + મ ગ | પમ ગરે ગરે નિસા |
| ચિ + ત્ત ચ | કો + ર હ | સા + ઈ + | સૈ યા મો રા |

### અંતરા. ૧

| | | | |
|---|---|---|---|
| મ મ ગ મ | ધ ધ નિ નિ | સાં + સાં સાં | નિ રેં સાં સાં |
| જ ગ ગુ જિ | ન જી દિ લ | લા + યેં ગે | પિ યા મો રા |
| નિ નિ રેં રેં | ગં મં ગં મં | ધ નિ રેં મં | નિરેં ગંમં ગંરેં સાં |
| સ મ કિ ત | સ ર ઉ લ | સા + ઈ + | સૈ યા મો રા |

### અંતરા. ૨

| | | | |
|---|---|---|---|
| નિ + નિ રેં | સાં નિ ધ ધ | મ ધ નિ સાં | નિ નિ ધ પ |
| ને + મિ લા | વ ણ્ય દ ક્ષ | કુ સુ દ કે | સૈ યા મો રા |
| પ + પ પ | મ + ગ મ | નિ રે ગ મ | ગ રે નિ સા |
| ચં + દ્ર પ્ર | ભ + સુ ખ | દા + ઈ + | સૈ યા મો રા |

——×——

વાદી-ગંધાર રાગ-ખંબાવતી. ત્રિતાલ. સંવાદી-ધૈવત.

**આરોહ**-ચલન.-સા રે મ પ ધ સાં નિ ધ પ ધ, મ, ગ, મ સાં.

**અવરોહ**-ચલન.-મ પ નિ સાં સાં રેં ગં સાં નિ ધ નિ ધ પ,
ગ સાં નિ ધ પ, ધ મ, ગ, મ સા.

ગાવાનો **સમય**-રાત્રિનો બીજો પ્રહર. **જાતિ**-સંપૂર્ણ.

( ખંબાવતીની ઉત્પત્તિ 'ખમાજ' થાટમાંથી થયેલ છે. ફક્ત તફાવત એ છે કે,-જ્યારે ખમાજના આરોહમાં ઋષભ વર્જ્ય છે ત્યારે ખંબાવતીમાં ખાસ લેવામાં આવે છે, જેથી સુંદરતા વધે છે. રે મ પ, ધ મ ગ, મ

સા, આટલા નજીકના સ્વરો આ રાગના આંદોલનના મુખ્ય ટુકડા છે. નિષાદ, અવરોહમાં કોમળ અને આરોહમાં તીવ્ર, એમ બન્ને ખમાજની જેમ આવે છે. બાકીના તમામ શુદ્ધ સ્વર છે. વળી અવરોહમાં પંચમ સ્વર વક્ર ગતિથી આવે છે. 'ધ-મ' ની સંગતિ રાગ દર્શક છે અને 'મ-સા' ના સંગથી આ રાગ અતિ મનોહર બને છે.)

## ૨. શ્રી પાર્શ્વજિન સ્તવન.

(રાગ-ખંબાવતી, ત્રિતાલ. રાહ-પિયા બિન નૈનાં નિંદ ન આયે)

સ્થાઈ-

જિયા ! જિન નૈના-નંદન વંદો,
કિયા બિન દેરી પાપ નિકંદો;
ગુનાકર વામાનંદ અમંદો,
દિલાવર સોહે પૂનમ ચંદો—જિયા૦ (૧)

અંતરા-

જિનકો દેખ ભવિક કુમુદ ખીલે,
શાંત સુધારસ કે સર ઝીલે—જિયા૦ (૨)
જિનસે પાપ સકલ પડલ દૂરે,
દક્ષ કહે સઘરે સુખ પૂરે—જિયા૦ (૩)

સ્થાઈ નોટેશન

| મ³ | × પ | ૨ | ૦ |
|---|---|---|---|
| રે મ પ ધ | ધ સાં નિ + | ધ + મ મપ | ગ + મ સા |
| જિ યા જિ ન | નૈ + નાં + | નં + દ ન+ | વં + + દો |

| સાં | ધ | | પ |
|---|---|---|---|
| નિ નિ સાં પ | પધ રેંરેં સાં નિ | ધપ ધ મ પ | મ + મ સા |
| કિ યા બિ ન | દે+ ++ રી + | પા+ + પ નિ | કં + + દો |

ધ્ પ

| | | | |
|---|---|---|---|
| સાં સાંપ પધસાંરેં ગંસાં | સાંધ સાં નિ ધ | મ મપ ગ ગ | મ મ સા + |
| ગુ ના+ ક+++ +ર | વા+ + મા + | નં ++ દ અ | મં + દો + |
| લા+ વ+++ +ર | સો+ + હે + | પૂ ++ ન મ | યં + દો + |

## અંતરા

| | | | |
|---|---|---|---|
| મ મ પ નિ | સાં + + સાં | સાં સાં રેં ગં | સાં + નિ ધ |
| જિ ન કો દે | + ખ ભ વિ | ક કે સુ દ | ખી + લે + |
| ધ + નિ પધ | સાં + નિ ધ+ | મ મ + મપ | ગ + મ સા |
| શાં + ત સુ+ | ધા + + રસ | હે + + સર | ઝી + + લે |
| મ મ પ નિ | સાં + + સાં | સાં સાં રેં ગં | સાં + નિ ધ |
| જિ ન સે વા | + પ સ ક | લ પ ડ લ | દૂ + રે + |
| ધ + નિ પધ | સાં + નિ ધ+ | મ મ + મપ | ગ + મ સા |
| દ + ક્ષ કે+ | હે + + સવ | રે + + સુખ | પૂ + + રે |

---

## ખંભાવતી-સ્વરૂપ દર્શક શ્લોકો

खम्भावती मृदु मनी रिगधैश्च तीव्रै,-र्युक्तार्षभेण नियतं रहिताऽवरोहे ।
गांशानिपादसहचारिसमाश्रिता च, गायन्ति तां किल निशि प्रहरे द्वितीये ।।

।। वसन्ततिलका छन्दः ।। (रागकल्पद्रुमाङ्कुरे)

અર્થ:-કોમળ 'મ,નિ' તથા તીવ્ર 'રિ,ગ,ધ,' સ્વરથી યુક્ત **ખંભાવતી** છે. અવરોહમાં નિશ્ચયથી ઋષભ સ્વરથી રહિત છે જેમાં વાદી સ્વર ગંધાર છે. જે 'ગ,સા,નિ' એ ત્રણ સહચારિ મિત્રસ્વરને આશ્રિત છે. તેને સંગીતજ્ઞો રાત્રે બીજે પ્રહરે ગાય છે.—એમ રાગકલ્પદ્રુમાંકુર નામના ગ્રંથમાં કહ્યું છે.

रिमौ पधौ पधौ सध्र, निधौ पधौ मगौ मसौ ।
गांशा खम्बावती रात्र्यां, मससङ्गमनोहारा ॥ (अभिनवरागमञ्जर्याम् )

અર્થ:—રિ,મ,પ,ધ,પ,ધ, સા, નિ,ધ, પ,ધ,મ, ગ,મ, સા—આ સ્વરોથી ખંબાવતી રાગનું ગ્રહણ થાય છે. જેમાં વાદી સ્વર ગંધાર છે, જે રાત્રે ગવાય છે અને જે 'મ-સા' ના સંગથી અતિ મનોહર બને છે.

खंमाजसि खम्बावती, उतरत रिखव न देखि ।
मध्यमसे खरज हि गहे, पञ्चम बक्र बिसेखि ॥ (रागचन्द्रिकासारे)

અર્થ—ખંમાજ થાટથી ખંબાવતીની ઉત્પત્તિ થયેલી છે. જેમાં ઋષભ સ્વર ઉતરતો દેખાતો નથી, જે મધ્યમ (=મ) થી ખરજ (ષડજ=સા) ગ્રહે છે તથા જે વક્ર એવા પંચમ સ્વરથી વિશેષિત છે, અર્થાત્ જેના અવરોહમાં પંચમ વક્ર ગતિથી આવે છે. એ રીતે રાગચંદ્રિકાસારમાં કહેલ છે.

---

**વાદી**-મધ્યમ. રાગ-**ભૈરવી**. તાલ-**દાદરા**. માત્રા-**૬**. **સંવાદી**-ષડ્જ.

**આરોહ**-સા રે ગ મ પ ધ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ પ મ ગ રે સા.

ગાવાનો **સમય—સવારનો પ્રથમ પ્રહર=પ્રભાત. જાતિ—સંપૂર્ણ.**

[ આ રાગમાં-તમામ સ્વર કોમલ આવે છે. આને કેટલાક ગાયકો ખૂબીથી તીવ્ર સ્વર લગાવીને પણ ગાય છે, છતાં રાગને હાની પ્હોંચાડતા નથી. આ રાગ ઘણો મધુર, કર્ણપ્રિય ને કરૂણરસનો જનક છે].

## ૩. શ્રી મહાવીર જિન સ્તવન.

**( ચાલ-અબ તેરે સિવા, કોન મેરા૦ ) [રાગ-ભૈરવી, દાદરા]**

**સ્થાઇ**

ભવ તીરે કરો, નાવ મારી વીર સુકાની !
ભગવાન્ ! દયા લાવી ઉગારો જિંદગાની. ભવ૦ (૧)

### અંતરા—

માયા તરંગે નૌકા, ભવ જલે ડૂલતી,
જ્ઞાની સુકાની વિના, પંથ ખરો ભૂલતી;
ભવસિંધુ થકી તારો આપી સાથ સુકાની—
ભગવાન્ (૩) દયા લાવી, ઉગારો જિંદગાની. ભવ૦ (૨)
શક્તિ નથી કો પૂરી, તરવાની નાથજી !
હે! **વીરજિણંદા?** તમારી, આશ છે હજી;
વિનવે છે **નેમિ-લાવણ્યનો, દક્ષ** અમાની,
ભગવાન્ (૩) દયા લાવી, ઉગારો જિંદગાની. ભવ૦ (૩)

સ્થાઇ

### નોટેશન

| ધ̣ નિ̣ |
|---|
| ભ વ |

| × સા + સા | ° સા સા + | સા + રે̱ | સા + નિ̣ |
|---|---|---|---|
| તી + રે | ક રો + | ના + વ | મા + રી |

| સા+ નિ̣ | સા રે̱ મ̱ | રે̱ + + | સાનિ̣ નિ̣ રે̱ | મ + મ | ગ̱ રે̱ + |
|---|---|---|---|---|---|
| વી + ર | સુ કા + | ની + + | + ભ વ | વા + ન્ | દ યા + |

| સા + નિ̣ | ધ̣ નિ̣ + | સા + રે̱ | મ/ગ̱ રે̱ + | સા + + | નિ̣ધ̣ ધ̣ નિ̣ |
|---|---|---|---|---|---|
| લા + વી | ઉ ગા + | રો + જી | દ ગા + | ની + + | + ભ વ |

### અંતરા ૧

| મ̱રે̱ |
|---|
| મા |

| પ + પ | પ + પ | પ ધ પ | મ મ મ | મ પ મ |
|---|---|---|---|---|
| યા + ત | રં + ગે | નો + કા | + ભ વ | જ લે + |

| રે + મ | ગ + + | રેસા રે + | મ + મ | મ + મ | મપ મપ ધ |
|---|---|---|---|---|---|
| ડૂ + લ | તી + + | + ણા + | ની + સુ | કા + ની | વિ ના + |

| પ + મ | મ મ ગ | સા + રે | સા + + | નિધ ધ નિ |
|---|---|---|---|---|
| પં + થ | ખ રે + | ભૂ + લ | તી + + | + ભ વ |

ગ

| સા + રે | સા નિ + | સા + રે | સા + નિ | ગ + રે |
|---|---|---|---|---|
| સિં + ધુ | થ કી + | તા + રો | આ + પી | સા + થ |

| ગ મ + | ગ + + | રેસા સા રે | મ + મ | ગ રે + |
|---|---|---|---|---|
| સુ કા + | ની + + | + ભ ગ | વા + ન | દ યા + |

| સા + નિ | ધ નિ + | સા + રે | મગ રે + | સા + + | નિધ ધ નિ |
|---|---|---|---|---|---|
| લા + વી | ઉ ગા + | રો + જી | દ ગા + | ની + + | + ભ વ |

## અંતરા ૨

પ
શ

| મગ + મ | ધ + નિ | સાં + સાં | + સાં સાં | નિ + સાં |
|---|---|---|---|---|
| ક્તિ + ન | થી + કો | પૂ + રી | + ત ર | વા + ની |

નિ

| રેં + સાં | ધ + પ | + + નિ | નિ + નિ | નિ નિ + | ધ + ધ | પ + મ |
|---|---|---|---|---|---|---|
| ના + થ | જી + + | + + હે | વી + ર | જિ ણું + | દા + ત | મા + રી |

| મે + પ | નિ + ધ | પ + + | + ધ ધ | ધ + ધ | ધ + ધ | પ + ધ | પ મ + |
|---|---|---|---|---|---|---|---|
| આ + શ | છે + હ | જી + + | + વિ ન | વે + છે | ને + મિ | લા + વ | ચ્ય નો + |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ગ + રે | મ મ + | ગ + + | રેસા નિ સા | મ + મ | ગરે મ પ |
| દ + ક્ષ | અ મા + | ની + + | + ભ ગ | વા + + | +ન ભ ગ |
| મગ + + | રેસા નિ સા | મ + મ | ગ રે + | સા + નિ | ધ નિ+ |
| વા + + | +ન્ ભ ગ | વા + ન્ | દ યા+ | લા + ચી | ઉ ગા + |
| સા + રે | મ રે + | સા + + | નિ ધ ધ નિ | | |
| રો + જી | દ ગા + | ની + + | + + ભ વ | | |

**વાદી**-ષડજ. (તાર સપ્તકનો). રાગ-**અડાણા**. ત્રિતાલ. સંવાદી-**પંચમ.**

**આરોહ**-સા રે મ પ ધ નિ સાં. **અવરોહ**-સાં ધ નિ પ મ પ ગ મ રે સા.

ગાવાનો **સમય**-રાત્રિનો ત્રીજો પ્રહર. **જાતિ**-ષાડવ-ષાડવ.

( આ રાગમાં ગ ધ કોમળ આવે છે. તથા આરોહમાં નિ તીવ્ર અને અવરોહમાં નિ કોમળ આવે છે. આ અડાણાનું આંદોલન, મધ્યમ તથા તાર સપ્તકમાં વધારે હોય છે.)

## ૪ શ્રી સામાન્ય જિન સ્તવન.

**( રાગ-અડાણા, ત્રિતાલ. રાહ-સુંદરી મોરી કાહેકો છીન લઇ )**

**સ્થાઇ**

બિનતિ મોરી કાહેકો દિલ નહિં લાવતે ?
પ્યારા જિણંદા ! મો....રા....રે. બિનતિ૦

**અંતરા**

તું હિ સહિ મુજ એક આધારો, દાસ કરોડોં તોરારે. બિ૦ ૧
સચ્ચા તું હિ દીન નાથ નીરાગી, કોન તિહારા જોરારે ? બિ૦ ૨
જલ્દી મુઝે ભવસિંધુસે તારો, દક્ષ સુકાની મોરારે. બિ૦ ૩

સ્થાઇ

## નોટેશન

| નિ પ |
| --- |
| બિ ન |

| ૩ | × | ૨ | ૦ |
| --- | --- | --- | --- |
| ગ ગ મ પ | સાં + + ધ | નિ નિ ધ ધ નિ પ | પ + + મ |
| તિ + મો રી | કો + + + | હે + + + | કો + + હિ |

| | મ | | સા |
| --- | --- | --- | --- |
| + પ + પનિ | પ + મ ગ | મ + રે + | રે સા + નિ |
| + લ + ન+ | હિં + + + | + + લા + | વ તે + પ્યા |

| | નિ | | |
| --- | --- | --- | --- |
| સા રે મ પ | ધ + નિ પ | નિ + સાં + | નિ સાં + નિ |
| + રા + જિ | ણં + + + | દા + + + | + + + મો |

| | | | |
| --- | --- | --- | --- |
| રે + સાં રે | સાં + નિ ધ | નિ + રેં + | સાં + નિસાં નિપ |
| + + + + | રા + + + | + + + + | રે + ++ બિન |

## અંતરા

| મ |
| --- |
| તું |

| | | | સાં |
| --- | --- | --- | --- |
| પ નિ પ નિ | સાં + + + | નિસાં + + નિ | સાં + + નિ |
| + હિ + સ | હિ + + + | ++ + + પ્રુ | જ + + એ |

| | | | |
|---|---|---|---|
| સાં રેં + સાંરેં | સાં + + + | નિ ધ ધ નિ + | પ + + મ |
| + કુ + આ + | ધા + + + | + + + + | રો + + દા |
| પ નિ + સાં | મં મં ગં મં + | સાં રેં + + + | સાં + + નિ |
| + સ + કુ | રો + + + | + + + + | ડાં + + તો |
| રે + સાં રેં | સાં + નિ ધ | નિ + રે + | સાં + + નિપ |
| + + રા + | + + + + | + + + + | રે + + બિન |

બાકીની લાઇનો અંતરાની માફક ગાઇ જવી.

---

વાદી-ધૈવત. રાગ-ભૈરવ. એકતાલ. સંવાદી-ઋષભ.

આરોહ-સા રે ગ મ પ ધ નિ સાં અવરોહ-સાં નિ ધ પ મ ગ રે સા.

ગાવાનો સમય-સવારનો પ્રથમ પ્રહર. જાતિ-સંપૂર્ણ.

( આ રાગ—આદ્ય છે. ઘણોજ ગંભીર છે. પ્રભુ ભક્તિમાં ખાસ વધુ ઉપયોગી છે. જે, સ્તુતિમાં પ્રાતઃસ્મરણીય રાગ કહેવાય છે. )

## ૫. શ્રી મહાવીર જિન સ્તવન.

[ રાગ-ભૈરવ, એકતાલ. રાહ-બિના હર કૌન ખબર મોરી લેત ]

સ્થાઇ

મહાવીર સ્વામી ! અરજ મોરી ધાર,
નિરંજન ! નાથ ! જગતકો આધાર—મહા૦

અંતરા

દેવાધિદેવ તું હિ સુર અસુર નરપતિ પૂજિત સાર—મહા૦
આયો તોરે શરણે જગ જીવન ! વીતરાગ ! ઉગાર—મહા૦
નેમિ-લાવણ્ય-દક્ષ દુરિત હર, ભવજલ પાર ઉતાર—મહા૦

સ્થાઈ

## નોટેશન

| | | | | | સા |
|---|---|---|---|---|---|
| ૩ | ૪ | × | ૦ | ૨ | ૦ મ |
| મ + | ગમ પપ | ધ + | પં મપ | ધધમપ પ | મં ગ |
| હા + | ++ વીર | સ્વા+ | ગી ++ | અ+++ + | ર + |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રી ગ | મ પ | મ + | ગ મ | રે રે | સા સા |
| જ મો | રી + | ધા + | + + | + + | ર નિ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| રે + | સા નિ | ધ + | પ મ | મં + | પ + |
| રં + | જ ન | ના + | + થ | + + | જ + |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધ નિ | સા + | રે ગ | મ + | રે + | સા સા |
| ગ ત | કો + | આ + | ધા + | + + | ર મ |

### અંતરા

| | | | | | |
|---|---|---|---|---|---|
| પ મપ | ધ નિ | સાં + | સાં સાં | રેં + | સાં સાં |
| દે ++ | વા ધિ | દે + | વ તું | હિ + | સુ રઅ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નિ સાં | ધ પ | પ મ | ગમ પ | પ + | ધ + |
| સુ ર | ન ર | પ તિ | ++ પૂ | જિ ત | સા + |

| | | | | | |
|---|---|---|---|---|---|
| મ મ | પ પ | ધ ધ | નિ સાં | નિ ધ | પ ધપમપ |
| + + | + ર | પ્ર + | + + | + ભુ | + ++++ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| નિ સાં | ધ પ | ધ ધ | નિ નિ | સાં સાં | રેં રેં |
| આ + | ચો + | તો + | રે + | શ ર | ણે + |

| સાં | સાં | રેં ગં | મં મં | રેં રેં | સાં સાં | મં ગં |
|---|---|---|---|---|---|---|
| જ | ગ | જી + | + + | વ + | + ન | વી ત |

| રેં | રેં | સાં સાં | સાં સાં ધ ધ | પ મ રે સા |
|---|---|---|---|---|
| રા | + | + ગ | ઉ + ગા + | + + રે મ |

નેમિ લાવણ્ય૦ 'આયો તોરે શરણે૦' મુજબ ગાઈ જવું.

---

## ૬. શ્રી વીર જિન સ્તવન.

**[ રાહ-ધીરે ધીરે આરે બાદલ. રાગ-ભૈરવી મિશ્ર. તાલ-કેરવા ]**

સ્થાઇ

વ્હાલું વ્હાલું લાગે....દરશન તારૂં તારૂં રે,
જોતાં તન મન મોર નાચે (૨), વીર જિન ઘન રે! વ્હાલું૦૧

અંતરા

સાચો સુખકર તું સદા છે, દુઃખ હરનારો....(૨),
આશરો તારો ખરો છે, જીવન દાતારો....(૨)—૨
દક્ષ હે ! તારૂં ચરન, દક્ષ હે ! તારૂં ચરન,
મારૂં શરન હોજો, મારૂં શરન હોજો;
જોતાં તન મન મોરનાચે (૨), વીર જિન ઘન રે! વ્હાલું૦૩

સ્થાઇ

**નોટેશન**

| | × | × | × | × |
|---|---|---|---|---|
| સા સા | સાપ પ + પ | સાં + પધ પમ | મપ પ પ પ | સાં + પધ પમ |
| વ્હા લું | વ્હા લું + લા | ગે + દર શન | વ્હા + લું + લા | ગે + દર શન |

| મપ પ પ રેમ | ગ ગ સારે ગમ | મસા રે ગગ મમ | પ+ મગ મગ ગસા |
|---|---|---|---|
| તા+ રૂં + તારૂં | રે + ++ ++ | +જો તાં તન મન | મો+ ર+ ના+ ચે+ |

| સા રે ગગ મમ | પ+ મગ મગ ગસા | પ મ ગરે સારે | ગ રેસા સાં રેસા |
|---|---|---|---|
| જો તાં તન મન | મો+ ર+ ના+ ચે+ | વી ર જિન ધન | રે ++ વ્હા +લું |

અંતરા

| × | × | × | × |
|---|---|---|---|
| પ પ + સાં | સાં સાં સાં સાં | સાં રેં + સાં | નિ સાં નિ ધ પ |
| + સા + ચો | સુ ખ ક ર | + તું + સ | દા + છે + |
| પ નિ + ધ | પ ધ પ મ | પ ધ નિ સાં | સાં સાં + નિ |
| + દુઃ + ખ | હ ર ના + | રો + + + | + દુઃ + ખ |
| ધ ધ પ મ મ | નિ + ધ પ | પ પ + ધ | નિ + સાં + |
| હ ર ના + | રો + + + | + આ + શ | રો + તા + |
| સાં રેં + સાં | નિ સાં નિ ધપ | પ પ ધ ધ | પ મ + મ પ |
| + રો + ખ | રો + છે ++ | + જી વ ન | દા + તા + |
| પ ધ નિ સાં | + સાં નિ + | ધ + ધ પ | નિ + ધ પ + |
| રો + + + | + જી વ ન | દા + તા + | રો + + + |
| પ + ધ પ પ | પ મ મ પ ગ મ | + પ + પ | પ + + + |
| + દ + ક્ષ | હે + તા + | + રૂં + ચ | રન + + + |

| + પ + (ધ)પ | (પ)મ પ (મ)ગ મ | + પ + પ | પ + (પ)મ પ |
|---|---|---|---|
| + દ + ક્ષ | હે + તા + | + ઠ + ચ | ર‿૧ + મા + |

| ધ + + સાં | નિ + ધ ધ | નિ + ધ પ | સા + + રે | ગ + મ + |
|---|---|---|---|---|
| ઈ + + શ | ર + ન હો | જો + + + | + જો + તાં | તન‿ + મન‿ + |

---

**વાદી**-મધ્યમ. રાગ-**માલકોષ** **તાલ**-જપતાલ. **સંવાદી**-ષડ્જ.

**આરોહ**-સા ગ મ ધ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ મ ગ સા.

ગાવાનો **સમય**-રાત્રિનો ત્રીજો પ્રહર. **જાતિ** ઓડવ-ઓડવ.

[ ૬૭ રાગ પૈકીનો આ પણ એક રાગ છે. જે અતિ ગંભીર અને ઉચ્ચ છે. જે પ્રભુભક્તિમાં એકલીન બનાવનારો છે. વિશ્વવંદ્ય ( શ્રી મહાવીર આદિ ) તીર્થંકરો પણ, આ રાગમાં દેશના દેતા. ]

## ૭. શ્રી શાંતિ જિન સ્તવન.

[ રાગ-માલકોષ, જપતાલ. રાહ-કૌન ન જાને બંસી બજાઇ ]

સ્થાઇ

શાંતિ જિણંદા! આનંદકંદા! સુભાગી! જગત ધની!
તાર તાર મુજ તાર—શાંતિ જિણંદા! (૧)

અંતરા

કરૂનાકે નીરે નીરે, સિંચ નિજ દાસ ખાસ;
હોવે સફલ આસ, મુક્તિ નગર વાસ—શાંતિ૦ (૨)
સુખકારી! સ્વામી! નામી!, દાસ ભવ તાપ વાર;
શાંતિસદન સાર, દક્ષ હૃદય હાર—શાંતિ૦ (૩)

સ્થાઈ

## નોટેશન

| × | | | | |
|---|---|---|---|---|
| સાં સાં | સાં સાંનિ ધમ | મધ નિસાં | નિ ધ મ | |
| શાં + | તિ ++ જિ+ | ણું+ ++ | + + દા | |
| મ ગ | સા નિસા ધનિ | મધ નિસા | મગ સા નિસા | |
| આ + | નં ++ દ+ | કં+ ++ | ++ + દા+ | |
| મગ ધમ | નિધ સાંનિ સાં | નિ ધ | સાં નિધ મ | |
| સુ+ ભા+ | ગી+ ++ જ | ગ ત | ધ ++ ની | |
| નિ ધ | ધ નિ ધમ | મ ગ | સાગ મ મ | |
| તા ર | તા + ર+ | મુ જ | તા+ + ર | |

અંતરા—

| | | | |
|---|---|---|---|
| ગ મ | ધ + નિ | સાં નિસાં | સાં + સાં |
| ક ર | ના + કે | ની રે+ | ની + રે |
| સાં નિ સાં | ગં + સાં | ધ નિ | ધનિ સાં નિ |
| સિં ચ | નિ + જ | દા સ | ખા + સ |

| નિ | સાં | ગ + સાં | નિસાં ગંમં | ગં સાં સાં |
|---|---|---|---|---|
| હો | + | વે + સ | ફ+ લ+ | આ + સ |
| આં | સાં | નિ નિ ધ | મધ નિસાં | નિ ધ મ |
| મુ | + | ક્તિ + ન | ગ+ ર+ | વા + સ |

બાકીની લાઇનો અંતરા મુજબ ગાઈ જવી.

—— x ——

**વાદી**–મધ્યમ. રાગ–દુર્ગા (બિલાવલ થાટ) ત્રિતાલ. **સંવાદી**–ષડ્જ.
**આરોહ**–સા રે મ પ ધ સાં. **અવરોહ**–સાં ધ પ મ રે સા.
ગાવાનો **સમય**–રાત્રિનો બીજો પ્રહર. **જાતિ**–ઓડવ–ઓડવ.
[ રાગ–દુર્ગા બિલાવલ તથા ખમાજ, એ બને થાટના જુદા જુદા પ્રકાર છે. અહિં આ બિલાવલ થાટની દુર્ગા છે. જેમાં ગંધાર તથા નિષાદ સ્વર વર્જ્ય છે.]

## ૮. સામાન્ય જિન સ્તવન.

[ રાગ–દુર્ગા (બિલાવલ થાટ) ત્રિતાલ.
રાહ–ફુલ રહી બેલરિયાં ડાલે૦ ]

સ્થાઇ

જિનજીકી મૂરતિયાં મોહે,
સોહે સૂરતિયાં સુખકારી સાર—જિન૦

અંતરા

પાપ તાપકો શાંત કરત હૈ, પલ પલ પ્રશમ પિયૂષ બહૈયા;
દીન દયાલ ઉદાર—જિન૦ ૧

માત તાત વો ભ્રાત પરમ હૈ, ગુનનિધિ હરત વિકાર સદૈયા;
જાસ પ્રતાપ અપાર—જિન૦ ૨
સેવ દેવકે દેવ કરત હય, તન મન જીવન વિકાસ કરૈયા;
દક્ષ જિણંદ જુહાર—જિન૦ ૩

---

સ્થાઈ

### નોટેશન

| | ૩ ૫ | × ૫ | ૨ |
|---|---|---|---|
| પં ૫ ૫ ૫ | ધ મ ૫ ધ | ધ઼ + મ + | રે ધ઼ સા સા |
| જિ ન જી કી | મૂ + ર તિ | યાં + + + | મો + + હૈ |
| સા ધ઼ સા સા | રે મ રે સા | રે મ ૫ ધ | ૫ધ સાંરેં સાધ ૫મ |
| સો + હે સૂ | ર તિ યાં + | સુ ખ કા રી | સા+ ++ ++ +ર |

અંતરા

| | | | |
|---|---|---|---|
| ધં + ૫મ ૫ | ધ સાં સાં + | સાં + ધ સાં | રેં ધ સાં સાં |
| પા + ૫ તા | + ૫ કો + | શાં + ત ક | ર ત હૈ + |
| સાં સાં સાં સાં | રેં રેં રેં રેં | ધ સાં રેં મં | રેં + સાં ધ |
| ૫ લ ૫ લ | પ્ર શ મ પિ | યૂ + ૫ ખ | હૈ + યા + |
| સાં ધ સાં સાં | ધ + ૫મ ૫ | મ૫ ધસાં રેંમં રેંસાં | ધ૫ મરે સાધ સાસા |
| દી + ન દ | યા + લ ઉ | દા+ ++ ++ ++ | ++ ++ ++ +ર |

બાકીની લાઇનો અંતરાની માફક ગાઈ જવી.

---

## ૯. ઔપદેશિક સામાન્ય જિન સ્તવન.

[ રાહ-ધનવાન જીવન માને છે. રાગ-ભીમપલાસમિશ્ર, કેરવા ]

સ્થાઇ

ભગવાન્ જીવન સાથી છે, સ્વારથના બીજા અર્થી છે;
કોઈ નથી થવાનું તારૂં, જ્યાં શિદ મારૂં મારૂં માને છે ?—ભગ૦

### અંતરા

રે જીવ! જરા વિચારી જો, તારી સાથે કોણ પર ભવમાં;
એકીલો તું જાનાર અંતે, મોજ શાને માને છે ?–ભગ૦૧

બેલી અનાથ તણો જગમાં, સુખદાઈ સાચો જિનવરજી;
બીજા ક્રોધી માયી લોભી, વળી ભોગ વિલાસો માણે છે–ભગ૦૨

દુઃખદાઇ સદા તું તજ ખટલો, ભજ જિન જે સાથી છે સબલો;
નેમિ-લાવણ્યસૂરિ-દક્ષ એ, જિન ભક્તિમાં સુખ માણે છે–ભગ૦૩

સ્થાઇ

### નોટેશન

| | | | ધ઼ પ઼ / ભ ગ |
|---|---|---|---|
| × | × | × | × |
| ધ઼ સા + રે | સારે ગ઼મ ગ઼ ગ઼ | રે + રે ગ઼ | સા+ ધ઼ પ઼ |
| વા + + ન | જી+ ++ વ ન | સા + થી + | છે + સ્વા + |
| | | | રે |
| ધ઼ સા સા રે | સારે ગ઼મ ગ઼ ગ઼ | રે + રે ગ઼ | સા + ધ઼ પ઼ |
| ર થ ના + | બી+ ++ જા + | અ + થીં + | છે + કો ઈ |
| ધ઼ સા સા રે | સારે ગ઼મ પમ ગ઼ | મ ગ઼ રે ગ઼ | સા + ધ઼ પ઼ |
| ન થી + થ | વા+ ++ નું+ + | તા + રૂં + | જ્યાં + શિ દ |
| ધ઼ સા સા રે | સારે ગ઼મ ગ઼ ગ઼ | રે + રે ગ઼ | સા + ધ઼ પ઼ |
| મા + રૂં + | મા+ ++ રૂં + | મા + ને + | છે + ભ ગ |

## અંતરા

| | | | | પ + |
|---|---|---|---|---|
| | | | | રે + |
| × | × | × | × | |
| પ + પ પ | મ પ ગ મ | પ મ પમ ધ | પ + પ મ | |
| જી + વ જ | રા + વિ + | ચા + રી+ + | જો + તા + | |
| | સાં | | | |
| મપ ધ ધ પ | પધ નિ નિ નિ | ધ ધ ધ નિ | પ + પ ધ | |
| રી+ + સા + | થે+ + કો ણ | પ ર ભ વ | માં + એ + | |
| મ + મ પ | મ + ગ મ | રે + + રે | રે ગ સા + | |
| ફી + ક્ષો + | તું + જા + | ના + + ર | અં + તે + | |
| પ ધ + સા | સારે ગમ ગ ગ | રે + રે મ | સા + ધ પ | |
| મો + + જ | શા+ ++ ને + | મા + ને + | છે + ભ ગ | |

બાકીના બંને અંતરા, ઉપરના અંતરા માફક ગાઈ જવા.

---

**વાદી**-ઋષભ. **રાગ-દરબારી કાનડા. ત્રિતાલ. સંવાદી**-પંચમ.

**આરોહ**-નિ, સા, રે ગ રે સા, મ, પ ધ નિ સાં.

**અવરોહ**-સાં ધ નિ પ મ પ ગ મ રે સા.

**ગાવાનો સમય**-મધ્ય રાત્રિ. **જાતિ** સંપૂર્ણ-ષાડવ.

( આ રાગમાં ઘણીજ ગંભીરતા છે. દરબારીનું આંદોલન મંદ્ર તથા મધ્યમ સપ્તકમાં વધુ રહે છે, અને ગ ધ નિ કોમળ આવે છે. )

## ૧૦. સામાન્ય જિન સ્તવન.

[ રાગ-દરબારી કાનડા. ત્રિતાલ. રાહ-અપને ભરોંસે રામકે૦]

સ્થાઇ—

જપકે જિણંદા નામકે, જાપ લહું શિવ ધામ. કે મૈં૦ જપકે૦

અંતરા—

જો ધ્યાવે સો આતમ દોલત, પાવત નિત સુઠામ. કે મૈં૦
હોત નહિં બદનામ. કે મૈં૦—જપકે૦ ૧

જો પૂરે સબ ભવ્ય મનોરથ, સુરતરૂ સા આરામ. કે મૈં૦
પાલક જિન બિન દામ. કે મૈં૦—જપકે૦ ૨

નેમિ-લાવણ્યસૂરિ સેવક, દક્ષ જીવન વિશ્રામ. કે મૈં૦
નિષ્કામ ભજું જગ સ્વામ. કે મૈં૦—જપકે૦ ૩

નોટેશન્

સ્થાઇ

| ● | ૩ | × | ૨ |
|---|---|---|---|
| નિ નિ સા રે | સા નિ ધ નિ | સા + + રે | ગ ગ રે સા |
| જ પ કે જિ | ણું + દા + | ના + + મ | કે + + + |
| રે + મ મ | પ + નિ પ | ગ + + મ | રે + ધનિ સા |
| જા + પ લ | હું + શિ વ | ધા + + મ | કે + ++ મૈં |

અંતરા—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| મ + પ + | ધ નિ પ મ | મ પ ધ ધ | નિ + સાં સાં |
| જો + ધ્યા + | વે + સો + | આ + ત મ | દો + લ ત |
| નિ + ાન નિ | સાં સાં સાં + | નિ સાં રે + | નિ + પ + |
| પા + વ ત | નિ ત સુ + | ઠા + + મ | કે + મૈં + |

| | | | |
|---|---|---|---|
| રેં + સાં રેં | નિ સાં ધ નિ | પ + + ધ | નિસાં રેં + સાં |
| હો + ત ન | હિં + બ દ | ના + + મ | કે+ + + મૈં |
| રેં + + સાં | રેં સાં નિ સાં | ધ નિ સાં સાં | રેં રેં સાં સાં |
| જો + + પૂ | રે + સ બ | ભ + વ્ય મ | નો + ર થ |
| સાં રેં રેં રેં | રેં રેં સાં રેં | ગં + + મં | રેં + સાં + |
| સુ ર ત રૂ | સા + આ + | રા + + મ | કે + + મૈં |
| નિ + સાં સાં | નિ સાં રેં સાં | નિસાં રેં + સાં | ધ નિ પ મ |
| પા + લ ક | જિ ન બિ ન | દા+ + + મ | કે + + મૈં |

'નેમિ-લાવણ્યસૂરિ-સેવક'-જો પૂરે સો ભવ્ય મનોરથની માફક ગાવું.
'દક્ષ જીવન વિશ્રામ કે મૈં'-સુરતરૂ સા આરામ કે મૈં ,, ,
'નિષ્કામ ભજું જગ સ્વામ કે મૈં'-પાલક જિન બિન દામ કે મૈં ,, ,,

---

## રાગ-કાફી (હોરી).

**વાદી**-પંચમ. **તાલ**-દીપચંદી. માત્રા-૧૪. **સંવાદી**-ષડ્જ.
**આરોહ**-સા રે ગ પ મ ધ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ પ મ ગ રે સા.
ગાવાનો **સમય**-મધ્ય રાત્રિ. **જાતિ**-સંપૂર્ણ-સંપૂર્ણ.

( આ રાગમાં ગ ને નિ સ્વર કોમળ આવે છે. ઘણી વખત આરોહમાં ગ ને નિ તીવ્ર લેવાય છે, જેથી રાગની સુંદરતા વધુ સચવાય છે. આ રાગનું સ્વરુપ, "સાસા, રેરે, ગગ, મમ, પ"થી વધુ સ્પષ્ટ છે, તે રાગની પકડ છે. ઘણા ખરા ભજનો, સ્તવનો તથા હોરીઓ આ રાગમાં માલુમ પડે છે, તેથી તે અતિ લોકપ્રિય છે. સારા ગાયકો ક્વચિત્ કોમળ ધૈવત ધ લગાવીને પણ આ રાગને ગાય છે, છતાં હાનિ પ્હોંચવા દેતા નથી. )

## ૧૧. હોરીનું સ્તવન.

[ રાગ-કાફી હોરી. તાલ-દીપચંદી. માત્રા-૧૪.
રાધા નંદકુંવર સમજાય૦-એ રાહ ]

સ્થાઇ

શ્રદ્ધા રૂપ જીવન પીચકારી ભરી,
હોરી ખેલો સુજન ! મન થીર કરી. શ્રદ્ધા૦

અંતરા

કુલટા કુમતિ વારીને ખેલો, શુદ્ધ ચેતનની હોરી ખરી. શ્રદ્ધા૦૧.
પ્રભુ કેરા ગુણ ફાગો ને ગાવો, પાપ બાપલડાં જાય ખરી. શ્રદ્ધા૦૨.
સમતાની રમતોને વિસ્તારો, માન ને મમતા દૂર કરી. શ્રદ્ધા૦૩.
સુમતિના સુગુલાલો ઉછાળો, આત્મ જીવનને શુદ્ધ કરી. શ્રદ્ધા૦૪.
પ્રભુ ભક્તિ રસ પી મુક્તિ સાધો, દક્ષ ! હે !ઉર ઉલ્લાસ ધરી ! શ્રદ્ધા૦૫.

સ્થાઈ નોટેશન

| | ૩ | × | ૨ |
|---|---|---|---|
| નિંસા રે ગુરે | સાસા રેરે ગુગુ મમ | પ + મ | નિ ધ પમ ગુરે |
| શ્ર+ દ્ધા ++ | રૂ+ પજી વન પીચ | કા + રી | ભ રી ++ ++ |
| નિંસા રે ગુરે | રેમ પધ નિધ મપ | મગ + રે | ગમ પધ ગ રે |
| શ્ર+ દ્ધા ++ | રૂ+ પજી વન પીચ | કા + રી | ભ+ રી+ હો રી |
| નિંસાં નિધ પધ | નિ ધપ રેમ પધ | મગ + રે | ગમ પમ ગ રે |
| ખે+ લો+ ++ | સુ જન મ+ ન+ | થી + ર | ક+ રી+ + + |

અંતરા—

| મંમ પપ નિનિ | ૩ સાં + સાં સાં | × પ પ નિ | ૨ નિં નિ સાં સાં |
|---|---|---|---|
| કુ+ લ+ ટા+ | કુ + મ તિ | વા + રી | ને એ + લો |
| નિનિ સાં રેં | સાં નિ ધપ મપ | નિ + સાં | નિસાં રેંસાં નિધ પ |
| શુ+ દ્ધ ચે | ત ન ની+ ++ | હો + રી | એ+ ++ રી+ + |
| મ પ નિ | સાં + સાં સાં | સાંરે ગંરેં સાંરેં | નિ નિ સાં સાં |
| પ્ર ભુ કે | રા + ગુ ણ | ફા+ ગોને ગા+ | + + વો + |
| નિસાં રેંસાં સાં | નિ ધ પમ પ | રેમ પનિ ધપ | મ રે નિ સા |
| પા+ પ્યા +પ | લ ડાં + + | જા+ ++ યખ | રી + + + |
| સાસા ગગ મ | રેમ પધ નિધ મપ | ગ રે રેમ પ | સાંનિ ધપ મગ રેસા |
| સમ તા+ ની | રમ તો+ ને+ વિ+ | સ્તા રે ++ + | ++ ++ ++ ++ |
| નિસાં રેંસાં નિસાં | સાં + સાં સાં | પનિ સાંરેં સાંનિ | રેંસાં નિધ પમ ગરે |
| મા+ નને મમ | તા + દૂ+ રક | ++ ++ ++ | રી+ ++ ++ ++ |

પાછળની બે લીટી, અંતરાની પ્રથમ બે લીટીની માફક ગાવી.

———

## ૧૨. શ્રી નેમિજિન સ્તવન.

**( રાગ-ભીમપલાસ મિશ્ર. રાહ-હે ચાંદ છુપ ન જાના. )**

( સ્થાઇમાં—તાલ-કેરવા; અને અંતરામાં તાલ-દાદરા )

**સ્થાઇ-**

હે સ્વામ ! શ્યામ સલોના !
હે નાથ ! ગુન ખજાના ! તુમ ગુન મૈં નીત ગાઉં;
મૈં નાથ બંદગીસે, જીવન પાવન બનાઉં....હે સ્વામ૦

**અંતરા-**

પશુકી પુકારેં સુનકે, કૃપાસે સભી બચાયે,
મુજ પ્રાણાધાર મુજપેં, કરૂના નજર ન લાયે;
નવ ભવકી પ્રીત તોરી, મૈં શ્યામ બિન દુભાઉં—**હે સ્વામ૦૧**

ચાહું ન નેમિ બિન કો, સ્વામી કભી સુભાગી !
રાજુલ ચકોરી ચંદા !, તુમ બન ગયે નિરાગી;
તુમ પાસ પાઉં દીક્ષા, તુમ આણ શિર ધરાઉં—**હે સ્વામ૦૨**

રાજુલકો દેકે દીક્ષા, શિવપુરકી દી સુભિક્ષા,
શિરતાજ મુઝે ભી વૈસે, શિવરાજ કી દો ભિક્ષા;
**નેમિ-લાવણ્ય** ધામી ! મંચ **દક્ષ** શિર ઝુકાઉં—**હે સ્વામ૦૩**

સ્થાઇ-(તાલ-કેરવા)   **નોટેશન**   સાપ / હે +

| પ + + ગ (મ) | ગ મ પ મ | સા નિ સા + | સા + સા પ |
|---|---|---|---|
| સ્વા + + મ | શ્યા + મ સ | લો + ના + | + + હે + |
| પ + + મ/ગ | ગ મ પ મ | સા નિ સા + | સા + પ સા |
| ના + + થ | ગુ + ન ખ | જા + ના + | + + તુ મ |

| | | | |
|---|---|---|---|
| સા રે સા નિ | સા ગ સા રે | સા રે રે સા | સા + નિ સા |
| ગુ ન મૈં + | ની + ત + | ગા + ઊં + | + + મં ય |
| ગ + + + | ગ મ + ગ | મ પ મ ગ | ગ + ગ મ |
| ના + + + | થ બં + દ | ગી + સે + | + + જી + |
| પ સાં નિ ધ | મ<br>પ ગ + મ | નિ + પ + | + + સા પ |
| વ ન પા + | + વ ન બ | ના + ઊં + | + + હે + |

તાલ-દાદરા. **અંતરા ૧**

| |
|---|
| મ પ |
| પ શુ |

| × | • | × | ° |
|---|---|---|---|
| નિ + નિ | પં મ પ | નિ + નિ | નિ નિ + |
| કી + પુ | કા + રે | સુ ન કે | કે પા + |
| ધનિ સાં નિ | પ ગ મ | પ + પ | પ સા પ |
| સે+ + સ | ભી + બ | ચા + યે | + મુ જ |
| પ + મ | ધ પ મ | ગ પ મ | મ ગ રે |
| પ્રા + ણા | ધા + ર | મુ જ પેં | + ક રૂ |
| ગ + સા | રે + નિ | નિ રે સા | સા નિ સા |
| ના + ન | જર + ન | લા + + | યે ન વ |
| ગ + ગ | રે સા રે | ગ + મ | મ મ + |
| ભ વ કી | પ્રી + ત | તો + + | રી મૈં + |

| | | | |
|---|---|---|---|
| પ + ધ | નિ + સા | ધ + પ | પ સા પ |
| શ્યા + મ | જિન + દુ | ભા + + | ઉં હે + |

તાલ-દાદરા. **અંતરા—૨**

પ ધ
ચા +

| × | ° | × | ° |
|---|---|---|---|
| સાં + ધ | પ ધ મ | પ ધ મ | પ સા + |
| હું + ન | તે + મિ | જિ ન હો | + સ્વા + |
| રે મ મ | પ + નિ | ધ + પ | પ પ નિ |
| મી + ક | ભી + સુ | ભા + ઓ | + રા + |
| નિ + નિ | પનિ સાંરે સાં | નિ ધ નિ | નિ પ મ |
| જુલ + ચ | હો+ ++ રી | ચં + દા | + તુ મ |
| ગ + મ | નિ પ મ | ગ રે સા | સા નિ સા |
| બન + ગ | ચે + ની | રા + ગા | + તુ મ |
| ગ + મ | રે સા રે | ગ + મ | + મ મ |
| પા + સ | પા + ઉં | દી + ક્ષા | + તુ મ |
| પ + ધ | નિ + સાં | ધ + પ | પ સાં પ |
| આ + ણુ | શિર + ધ | રા + + | ઉં હે + |

તાલ દાદરા. **અંતરા ૩.**

પ રેં
રા +

| × | ° | × | ° |
|---|---|---|---|
| રેં + રેં | સાં નિ સાં | રેં + રેં | + રેં રેં |
| જુલ + હો | દે + કે | દી + ક્ષા | + શિ વ |

| | | | |
|---|---|---|---|
| રે ગં રે | સાં નિ + | નિ રેં સાં | સાં સાં રેં |
| પુ ર કી | દી સુ + | ભિ + ક્ષા | + શિ ર |
| નિ + પ | ધ + મ | પધ નિ સાં | + નિ પ |
| તાજ + મુ | ઝે + બી | વૈ+ + સે | + શિ વ |
| ગ + મ | નિ પ મ | ગ રે સા | સા નિ સા |
| રા + જ | કી દો + | ભિ + ક્ષા | + ને + |
| ગ + ગ | રે સા રે | ગ + મ | + મ મ |
| મિ + લા | વ + ણ્ય | ધા + મી | + મં ય |
| પ + ધ | નિ + સાં | ધ + પ | પ સાં પ |
| દ + ક્ષ | શિર + ઝુ | કા + ઉં | + હે + |

---

**વાદી**-ષડ્જ. **રાગ-દેવગિરિ.** **સંવાદી**-પંચમ.

**તાલ**-ધીમો ત્રિતાલ અથવા તિલવાડા (વિલંબિત).

**આરોહ**-ચલન. સા ધ્, નિ્, ધ, સા, રેગ, ગગ, ગરે, સા સાગ, પ, ધ નિ પ, ધ સાં |**જાતિ**-સંપૂર્ણ.

**અવરોહ**-ચલન. સાં, સાં, રેં સાં, ધનિપ મગ મરેસા.

ગાવાનો **સમય**-દિવસે પ્રથમ પ્રહરનો ઉત્તરાર્દ્ધ અને રાત્રે પ્રથમ પ્રહરાર્દ્ધ.

( આ રાગની ઉત્પત્તિ બિલાવલ થાટમાંથી થયેલ છે. માટે આ રાગ દેવગિરિ બિલાવલ પણ કહેવાય છે. વળી આ રાગ કલ્યાણરાગથી મિશ્ર છે. જુઓ—આરોહમાં કલ્યાણ જેવા રાત્રિના રાગનું સ્વરૂપ દેખાય છે; ત્યારે અવરોહમાં સવારના બિલાવલનું સ્વરુપ જણાય છે. માટે આ રાગ સવારે તેમજ રાત્રે પણ ગાઈ શકાય છે. આમાં તમામ સ્વરો શુદ્ધ છે. કદિ કદિ કોમળ નિષાદનો સ્પર્શ ધૈવત સાથે કરવાથી, રાગની સુંદરતામાં વૃદ્ધિ થાય છે. અવરોહમાં ધ ને ગ દુર્બલ હોવાથી, ધૈવત ને ગંધાર સ્વર, અવરોહમાં ઘણો ઓછો લેવાય છે. કેટલાક સંગીતકારો વાદી સ્વર ધૈવત

માને છે, પરંતુ ષડ્જ વાદી સ્વરની માન્યતાને વધુ પુષ્ટિ છે. આ રાગનું મંદ્ર તથા મધ્યમ સપ્તકમાં ચલન સુંદર રહે છે. આરોહમાં કલ્યાણનું અંગ વધુ હોવાથી અને અવરોહમાં બિલાવલનું અંગ વધુ હોવાથી, ગાવાનો સમય સવારનો તેમજ રાત્રિનો લખેલ છે. )

---

## ૧૩. વધાઈનું સ્તવન.

[ રાગ-દેવગિરિ. ધીમો ત્રિતાલ (તિલવાડા).
રાહ-આઈ બધાઈ માઈ. ]

સ્થાઇ

નાથ બધાઇ ભાઈ ! જિન મંદિર જગ છાઇ. નાથ૦

અંતરા-

નોબત દુંદુભિ બાજે ઘન ગાજે, મધુરી સરણાઇ. નાથ૦ ૧.
મોતિયન ચોક પુરાવે સુરી સારી, મંગલ ગીત ગાઈ. નાથ૦ ૨.
ત્રિભુવન સાંઇ બધાવે સુરસાંઈ, દિલકો ઉલસાઈ. નાથ૦ ૩.
સમકિત જ્યોત જગાવો જયકારી, પ્રકટે પ્રભુતાઇ. નાથ૦ ૪.
દક્ષ જગતાજ પ્રભુકી બલીહારી, સુમરે દુઃખ જાઇ. નાથ૦ ૫.

સ્થાઈ નોટેશન

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| નિસા નિધ સા રે | રે ગ + રે | સા રે સા + | નિ ધ પ + |
| ના+ થ+ + બ | ધા + + + | ઇ + ભા + | + + ઈ + |
| ધ પ ગ ગ ગ | ગ મ પ + | પપધનિ પ ગ રે | રે મ રે સા |
| જિ + ન મં | દિ ર + + | જ+++ ગ + + | છા + + ઈ |

## અંતરા.

| ૩ | × | ૨ | ૦ |
|---|---|---|---|
| પ નિધ નિ સાં | સાં + સાં સાં | સાંનિધ નિધ સાં સાં | સાં સાં ધનિ પ |
| નો ++ ખ ત | હું + હુ ભિ | બા++ જો+ ધ ન | ગા + ++ જો |
| ગ ગ મ પ | પધનિ પ મ રે | રે મ + રે | સા રે સા નિસા |
| મ ધુ રી + | સ++ ર ++ | ણુ + + + | + + ઈ ++ |

બાકીની લાઈનો અંતરાની માફક ગાઈ જવી.

### [1]દેવગિરિ રાગનું સ્વરૂપ—

बेलावलीमेलभवो हि देव-गिरिर्विलोमे धगदुर्बलेऽयम् ।
सम्पूर्णरागः किल षड्जवादी, कल्याणमिश्रोऽभिमतः प्रभाते ॥

( रागकल्पद्रुमाङ्कुरे )

અર્થ—બેલાવલીના મીલનથી ઉત્પન્ન થયેલો આ રાગ **દેવગિરિ** કહેવાય છે. અવરોહમાં ધ ને ગ [વક્ર તથા] દુર્બલ છે. સંપૂર્ણ જાતિવાળો આ રાગ છે. જેમાં વાદી સ્વર ષડ્જ છે, જે કલ્યાણથી મિશ્ર છે, અને જે પ્રભાતમાં અભિમત છે. અર્થાત્ મુખ્યતાએ જે પ્રભાતકાલીન મનાય છે. (આ પ્રમાણે 'રાગકલ્પદ્રુમાંકુર, નામના ગ્રંથમાં કહેલું છે.)

निसौ धनी धसौ रिगौ, मगौ पमौ गमौ रिमौ ।
देवगिरी भवेत् प्रातः, षड्जांशा मोदवर्द्धिनी ॥ ( अभिनवरागमञ्जर्याम् )

અર્થ—'નિ, સા, ધ, નિ, ધ, સા, રિ, ગ, મ, ગ, પ, મ, ગ, મ, રિ, સા' આ સ્વરોથી **દેવગિરિરાગ** પ્રકટ થાય છે. જે પ્રાતઃકાલીન છે. જેમાં ષડ્જ વાદી છે, અને જે હર્ષને વધારનાર છે. (આ પ્રમાણે અભિનવરાગમંજરીમાં કહ્યું છે.)

---

૧. આ રાગ આનંદવર્ધક છતાં, પ્રચલિત નહિં હોવાથી, અન્યાન્ય ગ્રંથોક્ત લક્ષણો સ્પષ્ટતાની દૃષ્ટિએ આપવામાં આવ્યાં છે.

जब हि बिलावल मेलमें, उतरत धग नहिं लाग।
म-प-बादी संबादि तें, कहत देवगिरि राग॥ (रागचन्द्रिकासारे)

અર્થ—આ રાગ બિલાવલ રાગના થાટમાંથી ઉત્પન્ન થએલ છે. તેના અવરોહમાં ધ ને ગ લાગતો નથી. તેને સંગીતજ્ઞો દેવગિરિરાગ કહે છે. જેમાં વાદી મ (ષડજ) અને સંવાદી પ (પંચમ) છે. (એમ 'રાગચંદ્રિકાસાર' માં દેવગિરિનું સ્વરુપ કહ્યું છે)

---

**વાદી**-ઋષભ. રાગ-**જયજયવન્તી.** ત્રિતાલ. **સંવાદી**-પંચમ.

**આરોહ**-સા, રે, રેગ રે સા નિ ધ પ રે, ગ મ પ નિ સાં.

**અવરોહ**-સાં નિ ધ પ, ધ મ, રે ગ રે સા

ગાવાનો **સમય**-રાત્રિનો ત્રીજો પ્રહર. **જાતિ**-સંપૂર્ણ-સંપૂર્ણ.

(આ રાગમાં બે ગંધાર તથા બે નિષાદ સ્વર લાગે છે. ઉપરાઉપરી ગંધારની ખૂબી છે. વળી આ રાગનું ચલન મંદ્ર તથા મધ્યમ સપ્તકમાં વધુ રહે છે. અવરોહમાં ગ નિ કોમળ તથા આરોહમાં તીવ્ર લાગે છે. કોઇ વખત અવરોહમાં પણ તીવ્ર ગંધાર લાગી શકે છે. ગૌંડ બિલાવલ તથા સોરઠ એ ત્રણથી મિશ્ર બનેલો રાગ માલુમ પડે છે. અને ખમાજ થાટમાંથી ઉત્પન્ન થયેલ છે. ગાવાનો સમય રાત્રિના બીજા પ્રહરનો છેવટનો અને ત્રીજા પ્રહરનો પ્રારંભકાળ છે.)

## ૧૪ શ્રી વીરજિન સ્તવન.

**(રાગ-જયજયવન્તી, ત્રિતાલ. રાહ-મોરે મંદિર અજ હુ૦)**

**સ્થાઇ**

મોરે અંગન વીર જિનજી આયે,
અહો મોરી આશ ફલી, હાંરે મોરી આશ ફલી. (ટેક)

**અંતરા**

જીવન ઉજારા જીવન સુધારા, બિન બાદલ બરસાઈ—હાંરે૦ ૧

પ્રશમ પિયાલા પરમ રસાલા, ઉર પીબત ઉલસાઇ—હાંરે૦ ૨.
ચરન તિહારા શરન હમારા, દક્ષ ચાહત નિત સાંઇ !—હાંરે૦ ૩

સ્થાઇ — નોટેશન

| ૦ | ૩ | × (સા) | ૨ |
|---|---|---|---|
| + નિસાં રે રે | રે ગ + સારે | સા + + નિ | નિસા રેસા નિ ધ |
| + મો+ રે અં | ગ ન + વીર | જિ + + નજી | આ+ ++ યે + |

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| + સાગ મ ગ | + સાગ મ પ | ગ મ ગ મ | રે ગ રે સા |
| + અહો મો રી | + આ+ શ ફ | લી + + + | હાં રે મો રી |

અંતરા

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| + મપ નિ નિ | સાં + સાં + | નિસાં નિસાં ધનિ ધપ | ગમ ગમ રેગ રેસા |
| + જીવ ન ઉ | જા + રા + | જી+ ++ વ+ નસુ | ધા+ ++ રા+ ++ |

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| + સા ગ મ | ગ મપ ગ મ | રે મ ગ રે | રે ગ રે સા |
| + બિ ન બા | દ લ+ બ ર | સા + ઇ + | હાં રે મો રી |

બાકીની લાઇનો અંતરા મુજબ ગાઈ જવી.

## ૧૫. રાધનપુર મંડન-શ્રી આદિ જિન સ્તવન.

( રાગ-તિલક-કામોદ-મિશ્ર. તાલ-કેરવા તથા લાવણી.
સમજી જવાબદારી-એ રાહ)

સ્થાઈ-

આદિ જિણંદ તારી, છે પ્રતિમા મનોહારા....૨,
છે આનંદ મંગલકારા....૨, છે રાધનપુર શણગારા....૨—આદિ૦

### અંતરા

કલિકાલે કલ્પલતા સરખી, નિરખી હરખી ભવિ રાશિ;
અનોખી પરખી હિતકા....૨, છે પ્રતિમા મનોહા....૨—આદિ૦૧

શારદ શશિ સમ મુખ સુખ કરતું, દુઃખ હરતું પલપલમાં;
ભવિક કુમુદ દિલદા....૨, છે ભવિક કુમુદ દિલદા...૨—આદિ૦૨

**નેમિ-લાવણ્ય-દક્ષ** ચહે છે, તુજ સેવા શિવકરણી;
છે રાધનપુર શણુગા....૨, છે મરૂદેવી મલ્હા....૨,
છે પ્રતિમા મનોહા....૨—આદિ૦૩

---

## નોટેશન

સ્થાઇ

| × | × | × | × |
|---|---|---|---|
| સા રે ગમ રેમ | સા રે + મ | રે + સા + | સા ધ઼ સા સા |
| આ + દિ+ ++ | જિ ણું + દ | તા + રી + | + + છે + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ સા | રે + સા સા |
| પ્ર તિ મા + | + + મ નો | હા + + + | + ૨ છે + |
| આ + નં દ | મં + ગ લ | કા + + + | + ૨ છે + |
| રા + ધ ન | પુ ર શ ણુ | ગા + + + | + ૨ છે + |
| ગ + મ + | પ ધ પ મ | પ રે ગ + | સા રે ગમ રેમ |
| રા + ધ ન | પુ ર શ ણુ | ગા + + ૨ | આ + દિ+ ++ |

### અંતરા-૧

| સા મ મ ગમ | પ ગમ રે મ | પ + મ ગમ | પ પ ધ મપ |
|---|---|---|---|
| ક લિ કા ++ | લે ++ ક લ્પ | લ + તા ++ | સ ર ખી ++ |

| | | | |
|---|---|---|---|
| પ ધ ધ પ | ધ ધ પ મ | ગરે મ રેસા રે | રેમ રેગ સા નિસા |
| નિ ર ખી ક | ર ખી ભ વિ | રા+ + શિ+ + | ++ ++ + +અ |
| ગ + ગ + | પ ધ મ પ | પ રે ગ સા | રે + સા સા |
| નો + ખી પ | ર ખી હિ ત | કા + + + | + ર છે + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ સા | રે + સા સા |
| પ્ર તિ મા + | + + મ નો | હા + + + | + ર છે + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ + | સા રે ગમ રેગ |
| પ્ર તિ મા + | + + મ નો | હા + + ર | આ + દિ+ ++ |

## અંતરા-૨

| | | | |
|---|---|---|---|
| પ નિ નિ નિ | પ નિ નિ નિ | પ નિ સાં સાં | રે નિ સાં સાં |
| શા + ર દ | શ શિ સ મ | મુ ખ સુ ખ | ક ર તું + |
| નિસાંરેં સાં નિ નિ | ધપ મ ગ મ | પધ નિ ધ પ | પનિ સાંરે સાંનિ સાં |
| દુ++ ખ હ ર | તું+ + પ લ | પ+ લ માં + | ++ ++ ++ + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ સા | રે + સા સા |
| ભ વિ ક કુ | મુ દ દિ લ | દા + + + | + ર છે + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ + | સા રે ગમ રેગ |
| ભ વિ ક કુ | મુ દ દિ લ | દા + + ર | આ + દિ+ ++ |

## અંતરા-૩

| | | | |
|---|---|---|---|
| સા પ પ પ | પ મ પ ધમ | મપ ધ પ મ | ગ + + રેસા |
| ને + મિ લા | વ + + ણ્ય | દ+ + ક્ષ ય | હે + + છે+ |
| મ મ મ મ | મ ગ રેગ મપ | મ ગ રે + | ગરે ગરે સાનિ સા |
| ગુ જ સે + | વા + શિ+ વ+ | ક ર ણી + | ++ ++ ++ + |

| | | | |
|---|---|---|---|
| નિ નિ સા + | રેગ મપ ધ મ | રે ગ સા + | સા સા નિ સા |
| પ્રુ જ સે + | વા+ ++ શિવ | ક ર ણી + | + + છે + |
| ગ + ગ + | પ ધ મ પ | પ રે ગ સા | રે + સા સા |
| શ + ધ ન | પુ ર શ ણુ | ગા + + + | + ર છે + |
| મ + રૂ દે | + + વી મ | વ્હા + + + | + ર છે + |
| ગ + ગ + | પ ધ પ મ | પ રે ગ + | સા રે ગમ રેગ |
| પ્ર તિ મા + | + + મ નો | હા + + ર | આ + દિ+ ++ |

---

**વાદી**-ધૈવત. રાગ-**આશાવરી.** તાલ-**ત્રિતાલ.** **સંવાદી**-ગંધાર.
**આરોહ**-સા રે મ પ ધ સાં. **અવરોહ**-સાં નિ ધ પ મ ગ રે સા.
ગાવાનો **સમય**-દિવસનો બીજો પ્રહર. **જાતિ**-ઓડવ-સંપૂર્ણ.

(આ રાગ-વિનતિ સૂચક છે. જે કરૂણારસ ઉપજાવનારો છે. જેનો પ્રભુભક્તિમાં વધુ ઉપયોગ થાય છે. કદાચ આરોહમાં 'નિ' નો ઉપયોગ થઇ શકે છે.)

## ૧૬. સામાન્ય જિન સ્તવન.

**[ રાગ-આશાવરી. ત્રિતાલ. રાહ-શાને મચાવે શોર. ]**

**સ્થાઇ**

ગાજે ગંભીરા મેઘ જિણંદા! બોલે રસાલા બોલ—જિણંદા૦

**અંતરા**

**બોધસે ખીલે બોધિ[1] બેલરિયાં, મનવા[2] નાચે મોર;**
**સમતા રસકો મેહુલો બરસે, ઝીલે ભવિક કિશોર-જિ૦ ૧**

---

૧ સમકિતરૂપી વેલડીઓ. ૨ હૃદય અથવા મનુષ્યરૂપી મોર.

દેશના નીરે ફાલે સુમતિયાં, સુખકો જામે જોર;
સુગતિ ભરતી ભાવસાગરમેં, આવે સુધારસ ઘોર-જિ૦ ૨
વિરતિ[૩] કેરી સોહે કુંપલિયાં, જગમેં ચારે કોર;
[૪]શાશ્વતપદકી [૫]ખુશબો પ્રસરે, દક્ષ કહે કર જોર[૬]-જિ૦ ૩

સ્થાઇ

## નોટેશન

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સા સા રે મ | પ + સાં + | ધ + પ મ | પધ મપ ગ રેસા |
| + ગા જે ગં | ભી + રા + | મે + ઘ જિ | ણું+ ++ દા + |
| રે + મ મ | પ + ધ ધ | પ + મગ ગ | રે + સા સા |
| બો + લે ર | સા + લા + | બો + લ જિ | ણું + દા + |

## અંતરા-૧

| | | | |
|---|---|---|---|
| મ પ પ પ | નિધ ધ નિ ધ | સાં + સાં સાં | નિ રે સાં સાં |
| + બો ધ સે | ખી + લે + | બો + ધિ બે | લ રિ યાં + |
| સાંરે ગં ગં ગં | રેં + સાં સાં | નિ સાં રેં + | નિસાં રેસાં નિ ધ પ |
| મ+ ન વા + | ના + ચે + | મો + + ર | ++ ++ ++ + |
| ગં ગં રેં સાં | સાં સાં રેં નિસાં | પ નિ સાં રેં | નિ સાં નિધ પ |
| સ મ તા + | ર સ કો ++ | મે હુ લો + | બ ર સે + |

૩ વિરતિ=ત્યાગ, દેશવિરતિ તથા સર્વવિરતિપણું. ૪ મોક્ષપદ. ૫ સુગંધ. ૬ હાથ જોડીને.

| | નિ | | સાં | |
|---|---|---|---|---|
| મ + પ પ | ધ ધ નિ નિ | સાં + સાં રેં | નિ સાં નિધ પ | |
| ઝી + લે + | ભ વિ ક કિ | શો + ર જિ | ણું + દા + | |

## અંતરા-૨

| | | | | |
|---|---|---|---|---|
| મ મ મ મ | પ + ધ પ | મ પ ધ પ | નિ + ધ પ | |
| દે શ ના + | ની + રે + | ફા + લે સુ | મ + તિ યાં | |
| | | નિ | | |
| રે રે મ મ | પ + ધ સાં | ધ + પ + | મપ ધપ મગ રેસા | |
| સુ ખ કો + | જા + મે + | જો + + ર | ++ ++ ++ ++ | |
| મ + પ પ | ધ + નિ ધ | સાં + સાં નિ | સાં રેં સાં સાં | |
| સુ + મ તિ | ભ ર તી + | ભા + વ સા | ગ ર મેં + | |
| ગં ગં ગં ગં | રેં + સાં સાં | નિ સાં રેં રેં | સાં નિ ધ પ | |
| આ + વે સુ | ધા + ર સ | ઘો + ર જિ | ણું + દા + | |

## અંતરા-૩

| | | | | |
|---|---|---|---|---|
| મ + પ પ | ધ + નિ ધ | સાં + સાં સાં | મ પ ધ સાં | |
| વિ + ર તિ | કે + + રી | સો + હે કું | પ લિ યાં + | |
| સાં સાં રેં + | રેંમં પં ગં + | રેં + સાંનિ સાં | મંગં રેંસાં નિધ પ | |
| જ ગ મેં + | ચા+ + રે + | કો + ++ ર | ++ ++ ++ + | |
| ગં + ગં ગં | રેં રેં સાં + | પ ધ સાં + | રેં નિ ધ પ | |
| શા + શ્વ ત | પ દ કી + | ખુ શ બો + | પ સ રે + | |

| | | નિ | |
|---|---|---|---|
| મ મ મ મ | પ ધ સાં + | ધ + પ મ | પધ પમ ગરે સા |
| દ + ક્ષ ક | હે ક ર + | જો + ર જિ | ણું+ દા+ ++ + |

---

**વાદી**-મધ્યમ. રાગ-**માલકોષ. ત્રિતાલ. સંવાદી**-ષડ્જ.

**આરોહ**-સા ગ મ ધ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ મ ગ સા.

ગાવાનો **સમય**-રાત્રિનો ત્રીજો પ્રહર. **જાતિ-ઓડવ-ઓડવ.**

( ૬ રાગ પૈકીનો આ રાગ છે. જે પ્રભુભક્તિમાં તલ્લીન બનાવનારો તેમજ અતિ ગંભીર છે. આપણા પરમ ઉપકારી પ્રભુ શ્રી મહાવીરસ્વામી [જેવા તીર્થંકરો] પણ આ રાગમાં ધર્મોપદેશ દેતા હતા. )

## ૧૭. શ્રી મહાવીર જિન સ્તવન.

**[ રાગ-માલકોષ. ત્રિતાલ. રાહ-મધુર મધુર કંઈ ગા. ]**

**સ્થાઇ**

અજર અમર થઇ જા. ચેતનિયા!
વીર જિણંદ ભજી, મુક્તિ મંદિર જા.-અજર૦ ૧

**અંતરા**

મદ[૧] તજ ભજ ભગવાન નિરાગી[૨],
[૩]પાતક સહુ તુજ જાય જ ભાગી;
[૪]અમીરી છોડ બન જિનપદ રાગી.-અજર૦ ૨
પ્રભુ સુર નર પતિ પૂજિત છાજે,
મુરતિ શમ રસ ધામ[૫] વિરાજે;
પ્રભુજી દક્ષ ભજ શિવફલ કાજે.-અજર૦ ૩

---

૧ અભિમાન. ૨ વીતરાગ. ૩ પાપ. ૪ સુખશાયણી-એશ-આરામ. ૫ સમતારૂપી રસના મોટા સ્થાન સ્વરૂપ.

સ્થાઇ

## નોટેશન

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| સાં સાં સાં ગં | સાં નિ ધ નિ | સાં + મધ નિસાં | નિ ધ મ + |
| અ જ ર અ | મ ર થ ઈ | જા + ચે+ ++ | ત નિ યા + |
| ગ મ ધ નિ | ધ મ ગ સા | ધનિ સાગ મ ધ | મ ગ સા + |
| વી + ર જિ | ણું દ ભ જી | મુ+ ક્તિ+ મં + | દિ ર જા + |

અંતરા—

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ગ ગ મ મ | ધ મ ધ નિ | સાં + સાં સાં | ગં નિ સાં + |
| મ દ ત જ | ભ જ ભ ગ | વા + ન નિ | રા + ગી + |
| સાં + ગં ગં | મં + મં મં | નિ સાં ગં મં | ગં + સાં + |
| પા + ત ક | સ હુ તુ જ | જા + ય જ | ભા + ગી + |
| સાં નિ ધ નિ | સાં નિ ધ મ | ગ મ ધ નિ | ગમ ધનિ ધમ ગસા |
| અ મી રી છો | + ડ બ ન | જિ ન પ દ | રા+ ++ ++ +ગી |

બાકીના લાઇનો અંતરા મુજબ ગાઈ જવી.

---

**વાદી**-પંચમ. રાગ-**પટદીપ**. ત્રિતાલ. **સંવાદી**-ષડ્જ.

**આરોહ**-સા ગ મ પ નિ સાં. **અવરોહ**-સાં નિ ધ પ મ ગ રે સા.

ગાવાનો **સમય**-રાત્રિનો પ્રથમ પ્રહર. **જાતિ**-ઓડવ-સંપૂર્ણ.

(આ રાગમાં ફક્ત ગંધાર સ્વર કોમળ છે ને બાકીના તમામ સ્વર શુદ્ધ છે. આરોહમાં ઋષભ તેમજ ધૈવત સ્વર સર્વથા વર્જ્ય છે ત્યારે અવરોહ સંપૂર્ણ છે. ખાસ કરીને નિષાદ ઉપર ઠરાવ અધિક હોય છે.

ભીમપલાસમાં જ્યારે કોમળ નિષાદ આવે છે ત્યારે પટદીપમાં તીવ્ર નિષાદ આવે છે. તીવ્ર નિષાદ ઉપર આંદોલન અધિક હોવાથી, પટદીપ જુદો પડે છે. બાકી ભીમપલાસનું અંગ છે. પટદીપ તથા ભીમપલાસ બંને કાફી થાટના રાગો છે, છતાં 'નિ ધ પ' તથા 'ગ મ રે સા' ના ચલનથી પટદીપ ભીમપલાસથી જુદો પડે છે.)

## ૧૮. શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન.

### ( રાગ-પટદીપ. ત્રિતાલ. રાહ-ડારી ડારી પિચકારી૦ )

**સ્થાઇ**

પ્યારી પ્યારી મૂરતિ પ્રભુ તારી,
પાર્શ્વનાથ ! જગ મંગલકારી;
દેખત નાચત તન મન અતિ ભારી........પ્યારી૦ ૧

**અંતરા—**

અંગ[1] અંગ [2]શમ રંગ ભરીરી,
સોહે અનુપમ સદ્ગુન[3] નગરી;
આયુધ[4]ન કરમેં સંગ[5] ન નારી........પ્યારી૦ ૨
તાર તાર નિજ દાસ નિહારી,
દક્ષ[6] સુકાની મોક્ષ[7] વિહારી;
પાર્શ્વ પ્રભુ તોરી ગાઉં બલિહારી[8]........પ્યારી૦ ૩

સ્થાઇ

**નોટેશન**

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| પનિ સાંનિ ધ પ | મ પ ગ મ | પ નિ નિ નિસાં | ધનિ સાંનિ ધપ મપ |
| પ્યા+ ++ રી પ્યા | + રી મૂ ર | તિ + પ્ર ભુ+ | તા+ ++ રી+ ++ |

૧ હરેક અંગમાં. ૨ સમતારંગ. ૩ સારા સારા ગુણોની નગરી. ૪ અસ્ત્રો કે શસ્ત્રો. ૫ પાસે સ્ત્રી નથી. ૬ હોંશિયાર નાવિક. ૭ મુક્તિપુરીમાં વિચરનારા. ૮ વાહ વાહ અથવા વારી જવું તે.

| | | | |
|---|---|---|---|
| મ + પ નિ | ધ ધ મ પ | ગ + ગ મ | રિ + સા + |
| પા + ર્શ્વ ના | + થ જ ગ | મં + ગ લ | કા + રી + |
| સા મ મ મગ | ગમ પ પ મ | પ નિ નિ નિસાં | ધનિ સાંનિ ધપ મપ |
| દે ખ ત ના+ | ચ+ ત ત ન | મ ન અ તિ+ | ભા+ ++ રી+ ++ |

**અંતરા**

| ૦ | ૩ | × | ૨ |
|---|---|---|---|
| ગ મ પ નિ | સાં સાં સાં સાં | નિ નિ સાં ગં | રિં + સાં + |
| અં + ગ અં | + ગ શ મ | રં + ગ ભ | રી + રી + |
| નિ + નિ નિસાં | ધ ધ મ મ | પ નિ નિ નિસાં | ધનિ સાંનિ ધ પ |
| સો + હે ++ | અ નુ પ મ | સ + દ્ગુ ન+ | ન+ ગ+ રી + |
| સા મ મ મગ | ગમ પ પ મ | પ નિ નિ નિસાં | ધનિ સાંનિ ધપ મપ |
| આ યુ ધ ન+ | ક+ ર મેં + | સં + ગ ન+ | ના+ ++ રી+ ++ |

બાકીની લાઈનો અંતરા મુજબ ગાઈ જવી.

---

**વાદી**-મધ્યમ. રાગિણી-**ભૈરવી.** ત્રિતાલ. **સંવાદી**-ષડ્જ.

**આરોહ**-સા રે ગ મ પ ધ નિ સાં.

**અવરોહ**-સાં નિ ધ પ મ ગ રે સા.

ગાવાનો **સમય**-પ્રાતઃકાળ. **જાતિ**-સંપૂર્ણ.

(આ કરૂણાજનક અતિપ્રચલિત રાગિણી છે. આમાં તમામ સ્વર કોમળ આવે છે. કદિ કદિ તીવ્ર ઋષભ તેમજ તીવ્ર ધૈવતનો પણ અવરોહમાં, સારા ગાયક ઉપયોગ કરે છે, છતાં તેઓ રાગને હાનિ પહોંચાડતા નથી. આ અતિ લોકપ્રિય રાગિણી છે.)

## ૧૯. શ્રી વીર જિન સ્તવન.

**( રાગ-ભૈરવી. ત્રિતાલ. કૈસે કહું મૈં સજની-એ રાહ )**

સ્થાઇ-

તેજે તું હિં હૈ [૧]તરની ! વીર વિભુ ભવતરની.[૨]

અંતરા-

વીર વીર ધ્યાવત દાસ સદાઇ, નૈયાં મોરી પાર લગાઇ;
સૈયાં ! ભગાઈ પાપ[૩]રજની....તેજે૦ ૧

તુમ બિન ચાહત ચિત્ત ન કાંઇ, તું હૈ મોરા જીવન[૪] સાંઇ;
ભક્તિ તિહારી દુઃખ હરની....તેજે૦ ૨

સૂરિ નેમિ-લાવણ્ય-દક્ષ સહાઇ, સચ્ચી તોરી નાથ સગાઇ;
મુક્તિ કમાઇ મુજ કરની....તેજે૦ ૩

સ્થાઇ

### નોટેશન

| ૦ | | | | ૩ | | | | × | | | | ૨ | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| સા | સા | સા | પ | મ | + | ગરે | સા | નિ | સારે | સા | + | પનિ | ધપ | મમ | રેસા |
| + | તે | જે | તું | હિ | + | હૈ+ | + | ત | ર+ | ની | + | ++ | ++ | ++ | ++ |
| | | | | | | | | | | ગ | નિ | | | | |
| સા | પ | પ | પ | ધ | + | પ | મ | ગ | મ | રે | સાં | ગમ | ધપ | મગ | રેસા |
| + | વી | ર | વિ | ભુ | + | ભ | વ | ત | ર | ની | + | ++ | ++ | ++ | ++ |
| સા | ધ | નિ | મ | ગ | ગ | રે | સાનિ | નિસા | ગ | રે | સા | ધાન | ધપ | મમ | રેસા |
| + | તે | જે | તું | હિ | + | હૈ | ++ | ત+ | ર | ની | + | ++ | ++ | ++ | ++ |

---

૧ સૂર્ય. ૨ સંસાર સમુદ્ર તરવાની નૌકા. ૩ પાપ રૂપી રાત્રિ. ૪ જીવનનો માલીક.

અંતરા-

| ० | ૩ | × | ૨ |
|---|---|---|---|
| મ ગ મ ધ | નિ સાં સાં સાં | સાં + નિ સાં | રેં + સાં + |
| વી ર વી ર | પ્યા + વ ત | દા + સ સ | દા + ઇ + |
| સાં ગં મં મં | ગં રેં સાં સાં | નિ સાં રેં સાં | નિસાં રેંસાં નિધ પમ |
| નૈ + યાં + | મો + રી + | પા + ર લ | ગા+ ++ ++ +ઇ |
| ગ મ ધ નિ | ધ નિ ધપ મ | મપ ધપ મગ રેસા | સાંનિ ધપ મગ રેસા |
| સૈ + યાં ભ | ગા ઈ પા પ | રે+ જ+ ની+ ++ | ++ ++ ++ ++ |

બાકીની લાઈનો અંતરાની માફક ગાઈ જવી.

---

## ૨૦. શ્રી મહાવીર જન્મ કલ્યાણક સ્તવન.

(રાહ-નાચો નાચો પ્યારે મનકે મોર)

(રાગ-કાફી. તાલ-એમટા)

સ્થાઇ-

વંદો વંદો જિણુંદ મહાવી....ર (ર)
આજ તીનોં ભુવનમેં છાયા પ્રકા....શ. વંદો૦

અંતરા-

દશો દિશાઓમેં, વીર વીરકા ગાજ,
જય જય આવાજ, હોતા હૈ આજ;
જગ જનકે દિલોંમેં, આનંદ હૈ ઓર. વંદો૦ ૧

વીર જન્મ ચમન, ફુલા જગ જન સુમન,
ઝુલે ઝુલત હૈં, જિણુંદ કિશોર;
ચરણોંસે મેરૂ, કંપાયા કઠોર. (૨) વંદો૦ ૨

સુરપતિ સેવતે, સુર સુરી સંગે,
રાસ રમે રંગે, અપને ઉમંગે;
**નેમિ-લાવણ્ય** કહે, **દક્ષ** કર જોર. વંદો૦ ૩

---

## ૨૧ શ્રીમહાવીર જન્મકલ્યાણક સ્તવન.

[ ગરબારુપ ]

(રાગ-માઢ. તાલ-હીંચ. રાહ-શરદ પુનમની૦ )

શ્રીવીર જ......ન્મની......સુંદર રાતડી....
રંગે....રે દેવ દેવીઓ મનોહર રાસ રમે રે,
**શ્રીરાગ** ને **ભૈરવે** ઇંદ્રના સંગીતો થાય ઉછરંગે;
**હીંડોલ** ને **દીપકે**, પ્રભુ ગુન ગાય પરી,
મંગલ મધુર ગીત ગાન થાય રે,
એ....વિવિધ નાચ ભક્તિ ભર્યા,
ઓચ્છવો રૂડા (૨)-શ્રી વીર જ....ન્મની.... ૧

સાખી

પશુ પંખી ને નારકી, સુખીયા થાવર થાય;
ઉદ્યોત ત્રણ ભુવને ઝગે, જ્યારે જન્મે જિનરાય-શ્રીવીર.૨

સાખી

ધન્ય ચૈત્ર સુદ તેરસી, જન્મ્યા વીર જિણુંદ;
**નેમિ-લાવણ્ય-દક્ષના**, આનંદ **મંગલ** કંદ-શ્રીવીર.૩

## ૨૨ સામાન્ય જિન સ્તવન.

[ રાહ-જીવનકી નાવ ના ડોલે ]

( રાગ-માઢમિશ્ર. તાલ-ખેમટો )

સ્થાઈ-

જગતકો તારને વાલે....! હાં....મુજ નૈયાં તરાલે,
ભવસિંધુ પાર લગાલે, તું પાર લગાલે. હાં....મુજ૦ જગતકો૦

અંતરા-

પામર મૈં જિનવર ! સૈયાં તું સુખકર;
તેરે બિન કો રખવાલે ?-નૈયા તરાલે. હાં....મુજ૦ જગતકો૦૧

અંધિયારી પાપોંકી છાયી હૈ જિનજી ?;
જ્યોતિસે જ્યોતિ જગાલે,-તું પાર લગાલે. જગતકો૦૨

નેમિ-લાવણ્ય-દક્ષ સહારે !, જગજીવન ! કરદે ઉજાલે;
તું પાર લગાલે. જગતકો તારને વાલે૦—જગતકો૦ ૩

---

## ૨૩ સામાન્ય જિન સ્તવન

[ રાહ-બરસોરે બરસોરે૦ રાગ-મલ્હાર. ત્રિતાલ ]

શેર—

હે જિનજી ! તારો જી મુઝે, ડુબે તિહારો દાસ;
ઇસ ભવ સાગરકે બિચે, એક તિહારી આસ.

સ્થાઈ—

કરજોરે..કરજો રે....નૈયા, પાર દયા મયા કર કરજો;
કરજો રક્ષા મોરી કરૂના જલધિ !....કરજો રે૦....... ૧

અંતરા—

સુખકર ! દુઃખહર ! પાલક ! આવો,
પરમ પ્રશમ રસકો બરસાવો;
દાસન કે સબ પાપ દહો,
નાથ ! મેરે મનમેં આઓ રે.... કરજો રે૦........ ૨

આઓ રે રંગે તારક ! કુપિત દુરિત હર અજર અમર કર;
કરજો દક્ષ પક્ષ અવિપક્ષ, શુભલક્ષ કરજો.—કરજો રે૦....૩

## ૨૪ સામાન્ય જિન સ્તવન

**(રાહ-તું રામ ભજન કર પ્રાની૦ રાગ-માઢ. તાલ-ખેમટો)**

જિનરાજ ભજન કર પ્રાની, તેરી ક્ષણભંગુર જીંદગાની;
ચંચલ કાયા ચંચલ માયા, ગાફીલ ! ફોગટ જન્મ ગુમાયા;
જબ આયગા કાલકા [1]ન્યોતા, તબ સબ તજના માની !.
જિનરાજ૦ ૧

રહતી ઘરમેં માલ મિલકત, ચૌટા તક ઘર નાર;
સ્વજન લોગ શમશાન લગે, દેહ ચેહ[2] આધાર;
નિજ કરમોંકે અનુસારી, ઈકલા જીવ પરભવ ચારી.[3]
જિનરાજ૦ ૨

સોચ મુસાફીર ! કો તુજ સંગી, દુનિયા ફાની સ્વાર્થ સુરંગી;
આયુ ઘટતી સમય સમય પર, ચેત હે ચેતન ! માની !.
જિનરાજ૦ ૩

જિનવર જગમેં શિવસુખદાયા, સુરતરૂ સીહે જિનકી છાયા;
નેમિ-લાવણ્ય-દક્ષ કહત હે, ભજ ભવ જલધિ સુકાની.
જિનરાજ૦ ૪

---

૧ યમરાજનું તેડું. ૨ ચિતા. ૩ પરભવમાં જનાર.

## ૨૫ શ્રી પાર્શ્વનાથ ભગવાનનું સ્તવન

(રાહ-બન ચલે રામ રઘુરાઈ, ઓર સંગ જાનકી માઈ)

સ્થાઈ- [ રાગ-તિલંગ. ત્રિતાલ ]

પલ પલે પાર્શ્વ પ્રભુ ધ્યાઇ, છોર મમત મોહકી જાઈ,
શિવપદ પાના ભાઈ ! પલ પલે૦ ૧

અંતરા—

તીન ભુવનકે દીપક જિનને, કેવલ જયોતિ જગાઈ,
પાસ પાસ રટતે ભવિજનને, શિવપુર પાસ મિલાઇ;
જો જિન પ્રેમ હિંડોલે ડોલે, સો પાવે પ્રભુતાઇ....પલ૦ ૨

દીનદયાલે દયા દિલ લાઈ, નવકારકો સુનાઈ,
જલતે નાગકી જાન બચાઈ, સ્વર્ગપુરી પહુંચાઇ,
**નેમિ-લાવણ્ય-દક્ષ** ભજત હે, પાસ ચરન સુખદાઈ....પલ૦ ૩

---

## ૨૬ શ્રી વીર જિન સ્તવન

[રાહ-કરલે કામ ભજલે રામ]

( રાગ-ભૈરવી. તાલ-કેરવો )

ધરલે ધીર, ભજલે વીર (૨)...................ધરલે ધીર—૧
સોચ મુસાફીર ! હૈ કૌન તેરા ? સુખકે સાથી ચલ દેગા,
સાથ વોહી તુજ આવેગારે, જિનવર પદ જો ભજ લેગા. ધરલે૦૨
વીરવિભુ હૈ, જગકે ભ્રાતા, દક્ષ સદા ભવિ જનતા ત્રાતા,
વોહી તોડતા, ભવકા નાતા, વીર જિણંદા....ત્રિશલાનંદા....
ભજ પ્રાની ! ગંભીર રે....ધરલે ધીર, ભજલે વીર૦—૩

---

## ૨૭ શ્રી વીરજિન સ્તવન

[ રાગ–માઢ. તાલ–લાવણી. ]

( દુનિયા રંગરંગીલી બાબા ! એ રાહ )

અંગિયા રંગરંગીલી પ્યારા ! અંગિયા રંગરંગીલી. પ્યારા !૦
સોહે અખિયા કમલ સી કલિયા, શાંતિ સુધાકી કયારી હય;
હર અંગોં પર શમરસ છાયા, હર પ્રાણી હિતકારી હય;
જિનવર મૂરતિ વાંછિત પૂરતી, સુરવેલી અલબેલી. પ્યારા !૦૧
ઝગમગ ઝગમગ જ્યોતિ ધરતી, મિથ્યા તિમીર હટાતી હય;
ભવિજન હર્ષ બઢાતી હય, અધ્યાતમ પાઠ પઢાતી હય;
સુર નર નારી મોહનગારી, સુરત છેલ છબિલી. પ્યારા !૦ ૨
યહ અંગિયા ભવસાયર નઇયા, સકલ ગુણોંકી ખાણુ લગે;
વીરજિન દર્શન ઈન કલિકાલે, પ્રાણી પ્રાણુ આધાર લગે;
નેમિ-લાવણ્ય-દક્ષ ભજત હે, શિવસુખ કેલી રસીલી. પ્યારા !૦૩

## ૨૮ શ્રી નેમિજિન સ્તવન.

( રાહ–સુની પડીરે સિતાર. રાગિની–કાફી. તાલ–કહરવા. )

સુની સુની રે પુકાર, પશુકે જીગરકી. ( ટેક )
નવભવ પ્યારી રાજુલ નારી, છોડ ગયે ગિરનાર....પશુકે. ૧
[1]પશુ રાજીકા જીવ ઉગારા, મોહની કરકે રે ચકચૂરા;
સંયમ કેવલ મુક્તિ નિપાયે, શ્યામ સલુણા ઉદાર....પશુકે. ૨
નેમિ જિણંદા લાવણ્ય કંદા, કામિત કરનારે સબ પૂરા;
કરૂણાસાગર કરૂણા લાકે, દક્ષ શિશુકો ઉગાર....પશુકે. ૩

---

૧ પશુ સમુહના પ્રાણુ બચાવ્યા, તથા પશુ તેમજ રાજીમતી બંનેને ઉગાર્યાં.

## ૨૯ સામાન્ય જિનસ્તવન.

( બન્દે ! નાવકા લંગર છોડ એ રાહ )
( રાગિની-ભાટિયાલી, તાલ-કહરવા )

પ્યારે ! ભવકા બંધન તોડ, પ્યારે ! ભવકા બંધન છોડ.
હરકે મેરી કર્મકી કિલિયાં, ભવકા બંધન તોડ. પ્યારે !૦ ૧
તું એક મેરા જીવન સાથી, ઔર સભી હૈ સ્વારથ સાથી;
ભવકા બંધન તોડ. પ્યારે !૦ ૨
જ્યું ગૈયા બિન બછરે ઇકલે, ત્યું સૈયા બિન હમ હૈ વિકલે;
ભવકા બંધન તોડ. પ્યારે !૦ ૩
**નેમિ-લાવણ્ય-દક્ષ** સહાયા, જિનવર ! વંદન કોડ, પ્યારે !
જિનવર ! વંદન કોડ. પ્યારે ! ભવકા બંધન તોડ. ૪

---

## ૩૦ સામાન્ય જિનસ્તવન

( રાહ-મેં તો આરતી ઉતારૂં. )
[ રાગિની-ગરબા, તાલ-કહરવા]

મેં તો મૂરતિ જુહારૂં જિનરાજકીરે,
જિનરાજકીરે જગતાજકીરે....મેં તો૦ ૧
ભક્તિકે પિયૂષ ઘોલ, લગાકે રંગ ચોલ,
મિથ્યા પડલ ખોલ ખોલ (૨)
મેં તો સૂરતિ નિહારૂં વીતરાગકીરે....મેં તો૦ ૨
ક્ષમાકે કટાર ધાર, કર્મોંકે કટક સંહાર,
શિવ લહું સાર સાર (૨)
**નેમિ-લાવણ્ય-દક્ષ**-વાણી સુણી રે....મેં તો૦ ૩

---

## ૩૧. સામાન્ય જિન સ્તવન.

[ રાગ-મિશ્ર કાલિંગડો. તાલ-ચલતી. ]
(રાહ-તેરે લીયે લાઈ હું સંદેશા. )

સ્થાઇ—

મેરે લીયે સાંઈ! તું આધારા, તું કહાં હૈ, તું કહાં હૈ?
કરમોંને ઘેરા હૈ....મેરે૦

અંતરા—

જીવનકી તું આશા હૈ, તું જગતકો સુકાની
સુનલે તું જહાં હૈ....મેરે૦ ૧

ભવ[1]વનમેં ભટકતે હુએ, કહુતા હું, કહાં હૈ?, તું કહાં હૈ?,
પલભર ભી મુઝે ચેન, તેરે બિન નહિં આતા,
જ્યું [2]મીન બિન પાની....મેરે૦ ૨.

મદ મોહકી[3] જંજીરને મુઝે [4]શાન કિયા હૈ, તું દીન દયાલ હૈ,
શિવસુખખાની દક્ષ સુકાની !, જિનવર ! મુઝે મીલના....
લે નૈયા ઉગારી....મેરે૦ ૩.

## ૩૨ શ્રી મહાવીર જિનસ્તવન

[રાગ-માલકોષ, જપતાલ. રાહ-કોન ન જાને બંસી બજાઇ.]

સ્થાઇ—

વીરજિણંદા ! પૂનીમચંદા !, પ્રભુજી પરમ ગુની !
માત ! તાત ! જગભ્રાત !....વીર જિણંદા !૦ (૧)

અંતરા—

કરૂનાસે પ્યારે પ્યારે ! રાખ મુજ આજ લાજ;
તું ત્રિભુવન તાજ, તારક ભવ ઝાજ—વીર જિણંદા !૦ (૨)
ભવસિંધુ તીરે તીરે, નાવ કર પાર પાર;
દક્ષ અરજ ધાર, દાસ ડુબત તાર—વીર જિણંદા !૦ (૩)

---

૧ સંસારરુપી અરણ્યમાં. ૨ માછલી. ૩ અભિમાન ને મોહની સાંકળે. ૪ હેરાન.

## ૩૩ શ્રી વીરજિણંદ સ્તવન

( રાગ-અડાણા, ત્રિતાલ. મુંદરી મોરી કાહેકો-એ રાહ )

સ્થાઇ—

વીરજી તેરે પાંવોંમેં ભાવ ભરી વંદના,
વારો ચોરાસી ફેરા રે....વીરજી૦

અંતરા—

ભક્તિ રૂપી કરવાલસે કાટું, કર્મરિપુકા ઘેરા રે....વીરજી૦ ૧
જીતું મહાબલ મોહ રાજાકો, નાથ સહારે તેરારે....વીરજી૦ ૨
રંગે સહી અરિહંત નિહાલો, દક્ષ જિણંદા મેરારે...વીરજી૦ ૨

## ૩૪ શ્રી આદિજિન સ્તવન

(રાગ-સારંગ, ત્રિતાલ. રાહ-તદાનીં નાદ્રેતાનાના ૩તાનારીં.)

સૌભા....ગી ! આદિ નરિંદા ! આદિ મુણિંદા ! આદિજિણંદા !
યુક્તિમાન્ ! સૂક્તિમાન્ ! મુક્તિમાન્ ! (૧)
તુંહિ યોગિંદા ! તુંહિ દેવિંદા !
સાચો છે વિશ્વાનંદા !........સૌભા....ગી૦ (૨)
ચિત્તે ધ્યાયા, જેથી પાયા,
જિનરાજ તાજ ઝાજ કાજ સાજ આજ,
પાયા ધામધુમ્, સુદક્ષતા, મલી ધીરતા, વલી વીરતા,
ટલી દીનતા. સૌભા....ગી૦ (૩)

## ૩૫ સામાન્ય જિન સ્તવન

(રાગ-સુરમલ્હાર, ત્રિતાલ. રાહ-ચમકાન લાગી બીજલી)

સ્થાઇ—

જિનરાજ તો....રી [૧]બંદગી, ચાહું મૈં સદા,
તોરી જિનરાજ બંદગી, ચાહું મૈં સદા ૧

---

૧ સેવા.

અંતરા—

[1]મનવા જિન જિન નામ [2]રટત હૈ, તોરી દયા સબ દુ:ખહારી;
ચાહું મૈં સદા, પ્યારી હો....તોરી જિનરાજ બંદગી૦ ૨
**નેમિ-લાવણ્ય-દક્ષ** કહત હૈ, તોરી [3]મયા શિવસુખકારી;
ચાહું મૈં સદા, પ્યારી હો....તોરી જિનરાજ બંદગી૦ ૩

## ૩૬ સિદ્ધગિરિ મંડન-આદિજિનસ્તવન

[ રાગ-સોરઠ. તાલ-ત્રિતાલ ]

(રાહ-વ્હાલા વીર જીનેશ્વર જન્મ જરા નિવારજો રે)

સ્થાઈ—

પ્યારા સિદ્ધગિરિમંડન! વંદન કોટી સ્વીકાર જો....રે;
મારા-નાથ નિરંજન! અંજન પ્રેમનું આંજજો....રે.
—પ્યારા૦ ( ટેક ) ૧

અંતરા—

તુમ વિન રખડ્યો હું ભવવનમાં, દુ:ખ બહુ પામ્યો પલપલમાં;
હવે એ દુ:ખને દૂર પ્રભુ નિવારજો....રે.—પ્યારા૦ ૨
ત્રિભુવનભાનુ! આપ પધારો, અમ અંતર આનંદ વધારો;
પ્રેમે સુમતિ જ્યોતિ નાથ! જગાવજો....રે.—પ્યારા૦ ૩
સિદ્ધગિરિસમ નહિં કોઈ તીરથમાં,
તુમ સમ કો નહીં દેવ જગતમાં;
મ્હેર નજરથી નાથ! સેવકને તારજો....રે.—પ્યારા૦ ૪
નાભિનરિંદના નંદન! જિનજી, કર્મ નિકંદન કર હમ પ્રભુજી;
**નેમિ-લાવણ્ય-દક્ષ** સદા ઉગારજો....રે.—પ્યારા૦ ૫

---

૧ મન. ૨ બોલે છે, રટન કરે છે. ૩ પ્રીતિ, વ્હાલ, કૃપા.

## ૩૭ તીર્થાધિરાજશ્રી સિદ્ધગિરિ સ્તવન

[ રાગ-ભીમપલાસ. તાલ-કેરવા. ]

(રાહ-તુમહિને મુજકો પ્રેમ શીખાયા)

સિદ્ધગિરિ દર્શન પુણ્યે પાયા, ભવ્યપનાકા સિક્કા લગાયા. (ટેક.)

ભાગ્યરવિ[1] ઉદયાચળ આયા, મન વિકસાયા, ધન્ય બનાયા;

તુમહિ હો [2]ભવઝાઝ, ગિરિવર ! તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૧

દુર્મતિ દુર્ગતિ પાપ પલાયા, દિલમેં લાયા, મોહ હટાયા;

તુમહિ હો ભવઝાઝ, ગિરિવર ! તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૨

સિદ્ધિનિકેતન સુરતરૂ પાયા, શીતળ છાયા, તાપ હટાયા;

તુમહિ હો ભવઝાઝ ગિરિવર ! તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૩

યુગાદીશ્વર સિદ્ધગિરિ રાયા, ધ્યાન ધરાયા, વાંછિત પાયા;

તુમહિ હો ભવઝાઝ, ગિરિવર ! તુમહિ હો ભવઝાઝ. સિદ્ધ૦ ૪

**નેમિ-લાવણ્ય** સેવકે ગાયા, તીરથરાયા, પ્રણમી પાયા;

**દક્ષ** તણા મનોહાર, ગિરિવર ! **દક્ષ** તણા મનોહાર. સિદ્ધ૦ ૫

## ૩૮ શ્રી સિદ્ધગિરિ સ્તવન

[ રાહ-જમુના તટપે સખી૦ ]

( રાગ-બિહાગ. તાલ-ખેમટો યા ત્રિતાલ. )

સ્થાઇ—

વિમલા-ચલકો ભવી !, વંદો તન મનસે ભવી !,
પાતક જાયેરી, જાયેરી જાયેરી;

વિમલા-ચલપેં ભવી ! નેમિ બિન જિનજી સવી,
તારક આયેરી આયેરી આયેરી. ૧

---

૧ સદ્ભાગ્યરૂપ સૂર્ય, ઉદયરૂપ પર્વત પર આરૂઢ હુવા.
૨ સંસારસમુદ્ર કો તૈરનેમેં નૌકા (સ્ટીમર) સમાન.

અંતરા—

લગાવે ભવ્યતાકા શુભ શિક્કા જો પલમેં,
કલિકાલે ભી ભવસાયર નૈયાસા જગમેં;
કે પુણ્યે પાયેરી પાયેરી પાયેરી....વિમલાચલ૦ ૨
અનોખા ધામ યે પરમાનંદ પાનેકા બિચારી....
શિર નામી શિવકરી જિનજીકી ટોરી પ્યારી પ્યારી,
કે દક્ષ ગાયેરી ગાયેરી ગાયેરી....વિમલાચલ૦ ૩

---

## ૩૯ શ્રી સિદ્ધગિરિ તીર્થ સ્તવન

(રાગ-તિલકકામોદમિશ્ર. તાલ-કહરવા)

સિદ્ધાચલ જાના, વિમલાચલ જાના, કંચન ગિરિ જાના,
માનવ ભવ ફલ પાના.— સિદ્ધાચલ૦ (ટેક)

અંતરા—

નાભિરાયા, મરૂદેવી જાયા, જિહાં પૂર્વ નવાણું વાર આયા;
દર્શન કર સુખ પાના.— સિદ્ધાચલ૦ ૧
સર્વોત્તમ વો તીરથરાયા, અપાર મહિમાવન્ત મનાયા;
આનંદ મંગલ પાના.— સિદ્ધાચલ૦ ૨
એક એક કંકરપે મુનિરાયા, અનંતા અનંતા શિવપદ પાયા.
ભવોભવ દુઃખ મિટાના.— સિદ્ધાચલ૦ ૩
સુરતરૂ સી હૈ જિસકી છાયા, પ્રાયઃ શાશ્વત તીર્થ પંકાયા;
મનવંછિત સખ પાના.— સિદ્ધાચલ૦ ૪
**નેમિ-લાવણ્યસૂરિ-દક્ષ** સહાયા, ભવજલધિકા ઝાઝ કહાયા
ભવ-સાગર તર જાના.— સિદ્ધાચલ૦ ૫

---

## ૪૦ જાવાલમંડન શ્રી આદિજિન સ્તવન

(રાગ-ભૈરવી, તાલ-ત્રિતાલ)

(રાહ-પ્રભુ આપ અવિચલ નામી છો. ઇત્યાદિ)

પૂજો પ્રણમો પ્રથમ જિણંદા, નાભિનરિંદ કે નંદાજી;
ભાવભરી ભક્તિ રસસે, સીંચો શિવતરૂ કંદાજી— (ટેક)

પ્રથમ નરેશ્વર પ્રથમ મુનીશ્વર, પ્રથમ જિનેશ્વર ધ્યાનાજી;
પ્રથમ ચતુર્વિધ સંઘકે સ્થાપક, વૃષભલંછન ગુન ગાનાજી—પૂજો૦ ૧

ચંદ્ર કલંકી પ્રભુ અકલંકી, રવિ ત્રિભુમેં ભી જુદાઇ જી;
લોક અલોક પ્રકાશક કેવલ,—જ્યોતિ જિનકી સવાઇ જી-પૂજો૦ ૨

અસ્તોદય યુત ચંદ્ર સુરજ હૈ, રાહુસે ગ્રહણકો પાતે જી;
નિત્યોદય યુત પ્રભુ મેરે પ્યારે, કર્મરાહુકો હટાતે જી-પૂજો૦ ૩

ભવ્ય લોહા કો કંચનકર્તા, પાર્શ્વમણી હૈ ઉમંદાજી;
શાન્તિનિકેતન સુમતિકે દાતા, યુગાદીશ જિનચંદાજી.
પૂજો૦ ૪

જાવાલ-મંડન જિનવરજીકા, મહિમા અપરંપારાજી;
નેમિલાવણ્ય ચરણોપાસક, દક્ષવિજય દુઃખહારાજી—પૂજો૦ ૫

---

॥ ઇતિ શાસનસમ્રાટ્—સૂરિચક્રવર્તિ—સર્વતન્ત્રસ્વતન્ત્ર-
તીર્થોદ્ધરણૈકદક્ષ-ક્ષમાપાલાલિમાલાસેવિતપાદપદ્મ-બ્રહ્મસદ્મ-
જગદ્ગુરૂ-ભટ્ટારકાચાર્યવર્ય-શ્રીમદ્વિજયનેમિસૂરીશ્વર-
પટ્ટાલંકાર—વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન-શાસ્ત્રવિશા-
રદ-સાક્ષરશિરોમણિ-ભટ્ટારકાચાર્ય-શ્રીમદ્વિજય-
લાવણ્યસૂરીશ્વરવરચરણારવિન્દમિલિન્દ-
મુનિ....દક્ષવિજય....વિરચિતાયાં
સંગીતસરિતાયાં પ્રથમ-
તરંગઃ સમાપ્તઃ ॥

॥ ॐ अर्हं श्रीमहावीरस्वामिने नमो नमः ॥

# જિન સંગીત સરિતા.

## દ્વિતીય તરંગ.

### ૪૧. શ્રી મહાવીર જિન સ્તવન. (૧)

**(રાહ-મેરી બગીયામેં કુકે કોયલીયા, આવરી બસંત આઈરે)**

આઈ આઇ આઇરે........

મન બગિયામેં મહાવીર રુપી, પાવની બસંત આઇ રે.
સજી પુન્યોંકે કુસુમકી કલિયાં, પાવની બસંત આઇ રે.
સદાચારોંકી છાઇ હરિયાલી, ફૂલી ફુલી આશા બેલી આલી;
ખીલા શિવ તરૂકા બાગ, પાયા સુમનકા રાગ,
કૂકે મન બનમેં ભક્તિ કોયલિયાં—પાવની૦ ૧

સંવર ભંવરા રંગે ગુંજે, ધ્યાનનકી સુરભિ હૈ છાઈ;
શ્રદ્ધા પત્તા બિકસ રહા હૈ, સુસહકારે મંજરી આઇ.
આઈ આઇ આઇરે—પાવની૦ ૨

વીર વીર રટતા મનવા ડોલે, **નેમિ-લાવણ્ય-દક્ષ** બોલે;
વીર પ્રભુકા પ્યાર, શિવપુરકા હૈ દ્વાર;
ભજો રંગે શ્રીવીર સુભવિયાં!—પાવની૦ આઈ૦ ૩

## ૪૨. શ્રી સિદ્ધાચલતીર્થ સ્તવન. [સમૂહ ગીત](૨)

(રાહ-દૂર હટો યે દુનિયાવાલે હિંદુસ્થાન હમારા હૈ)

તીર્થ સિદ્ધા-ચલપેં જાના જો, સુરતરૂસા સુખકારા હૈ;
નમન્ કરો નમન્ કરો સિદ્ધગિરિરાયાકો, મુક્તિકા સહકારા હૈ-૧
જહાં પધારા ઋષભ જિણંદા, પૂર્વ નીનાનવેં વારા હૈ,
તહાં સુહાવે રાયણ પગલા, દેવોંકા દિલદારા હૈ;
ઉસ તીરથ સમ અવર ન કોઈ, મહિમાકા ભંડારા હૈ.
નમન્ કરો, નમન્ કરો૦ ૨.

પ્રતિ કંકરપેં સાધુ અનંતે, સિદ્ધ હુએ મહાજ્ઞાની,
વિમલગિરિપેં જાકે જીતના, કર્મનકી ફોજે ફાની;
**નેમિ-લાવણ્ય-દક્ષ** કહે વો, તીરથ તારન હારા હૈ.
નમન્ કરો, નમન્ કરો૦ ૩.

---

## ૪૩. સામાન્ય જિન સ્તવન. (૩)

(રાહ-પપીહારે મેરે પીયાસે કહીયો જા)

અરિહારે! તેરે સિવા કો નહિં મેરા.
નાવરિયા મોરી નૈયા ડુબે, મેરા જીવન ઉગાર. અરિહારે૦ ૧
મંય હું દિન હિ દાસ તિહારો, નાથ તું દીનદયાલ,
એક સહી તેરે સહારે, દુર હોગા ભવભાલ;
ચમકે તિહારી અખિયાં ચંગી, શમરસ ધામ ઉદાર. અરિહારે૦ ૨
નેક નજરસે મુઝે નિહાલો, નાથ તુંહિ મેરા હ રખવાલો,
સફલ મેરા જીવન બન જાયે, ચિત્ત નાથ જો આવે,
પ્યારે અરિહા ભજનસે પલમેં, શિવમેવા મીલ જાવે;
**નેમિ-લાવણ્ય-દક્ષ** દુઃખહર, ભવજલ પાર ઉતાર. અરિહારે૦૩

---

## ૪૪. ઔપદેશિક સામાન્ય જિન સ્તવન. (૪)

[ રાહ-ઘરઘરમેં દિવાલી હૈ મેરે ઘરમેં અંધેરા ]

આ દુનિયા તજી જીવડા! જવાનું છે રે તારે;
જિનવરને ભજી લેને, શાને મમતાને ધારે. (ટેક)
તન ધન ધામો ધરા સંધ્યા, વાદળ સમા ખરે,
ભગિની વળી ભઇ કોઇ, સાથ ન ચલે અરે;
સ્વજન સૌ સ્વાર્થ ઘેલા, જુઠા પ્રેમ વિસ્તારે,
જિનવરને ભજી લેને, શાને મમતાને ધારે. ૧
છે જિનજી તારનારા, ભવસિંધુથી આ વિશ્વના,
બેલી ખરા ગરીબના, નાયક સૌ દેવના;
પામીને આવા નાથ, પી લે સેવા સુધારે,
જિનવરને ભજી લેને, શાને મમતાને ધારે. ૨
મમતા માનમાં મોંઘી, ગુમાવી જીંદગાની,
છેવટની સુધારી લે, શાણો બની હે ગુમાની!
**નેમિ-લાવણ્ય-સૂરિનો દક્ષ** કહે છે રે,
જિનવરને ભજી લેને, શાને મમતાને ધારે. ૩

---

## ૪૫. દિવાલી પર્વનું સ્તવન. (૫)

[ રાહ-ઘરઘરમેં દિવાલી, મેરે ઘરમેં અંધેરા ]

હે ભવિયાં! ભજો વીરને, ઉમંગે રંગે આજે;
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. (ટેક)
શિવપદ જે રાતમાં પામ્યા, શ્રીવીર જિણંદ રે,
શુભ કેવળી વળી વિશ્વે, ગોતમ મુણિંદ રે;
રત્ન તણી દીપમાલા, થકી રાત તે રાજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ૧

વીર રૂપી ભાવ દીવો, ભરત ક્ષેત્ર થકી ગયો,
જેથી દ્રવ્ય દિવાલીથી, ઉદ્યોત વિશ્વે થયો;
જન્મ્યું દિવાલી પર્વ ત્યારે, સારા સમાજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ૨
વિભુ શ્રીવીર મુક્તિનું, અનોખું પર્વ રાજે,
વંદન હો હઝારો તે, દેવાધિદેવને આજે;
**દક્ષ** કહે આત્મલક્ષ્મી, વિસ્તારને કાજે,
જગદિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ૩

## ૪૬. સામાન્ય જિન સ્તવન. (૬)

( રાહ-કુછ યાદ રહે તો સુનકર જા, )

જિનરાજ રવિ પૂજન કર જા, મિથ્યા રજની દૂરે કર જા. (ટેક)
નાથ ! મનોમંદિરમેં લાના, ભક્તિ કેરા દીપ જલાના;
દિવ્ય પૂજાપા લે કર જા, મિથ્યા રજની દૂરે કર જા-જિન૦ ૧
યે ચાર દિનોંકી ચાંદની માયા, કાયા જૈસી બાદલ છાયા;
માયા તજ મન ! સેવા કર જા, મિથ્યા રજની દૂરે કર જા-જિન૦ ૨
વીતરાગ યે દેવકે દેવ ખરે, જગ તાત જો જગજન દુઃખ હરે;
**દક્ષ** (બન) ભવ જલધિ તર જા, મિથ્યા રજની દૂરે કર જા-જિન૦૩

## ૪૭. શ્રી સામાન્ય જિન સ્તવન. (૭)

[ રાહ-ઉપર મુજબ ]

જિનરાજ મુઝે પાવન કર જા, મે....રા ભવકા ફે....રા હર જા (ટેક)
નાથ ! મનોમંદિરમેં આના, યે દુઃખીકા દુઃખ દહાના;
મુક્તિપુરીમેં (૨) લે કર જા, મે....રા ભવકા ફે....રા હર જા-જિ૦૧
ક્રોધ મદ માયા લોભસે ઘેરા, મૈં ફીરતા ચૌરાસી ફેરા;
દેખું નૂર (તુજ) ઐસા કર જા, મે....રા ભવકા ફે....રા હર જા-જિ૦૨
દીનાનાથ ! યે દીનકે હાથ ગ્રહો, મુજ નાથ તું જિનવર દેવ અહો !
(હે) દક્ષ ! મોહે (૨) દર્શ દે કર જા, મે...રા ભવકા ફે..રા હર જા-જિ૦૩

## ૪૮. સામાન્ય જિન સ્તવન. (૮)

(રાહ-તુમકો મુબારક હો ઉંચે મહલ યે)

સુખકે વિધાયક હો! સારે જગતકે,
હમકો હૈ પ્યારી, તિહારી છબિયાં હાં! તિહારી છબિયાં. ૧

કમલોંકી કલિયોંસી નૈન સુહાયે,
વિષયોંસે દૂરે જો, દુઃખકો દહાયે;
સમતાકી ગંગ બહાયે જિનવરિયાં! હમકો હૈ પ્યારી૦ ૨

મીઠી ઉખ મિશ્રીસે બાની તિહારી,
દિલ હી ઉજારા હૈ સુરત નિહારી;
મુદ્રા હૈ મુખકી, ગુનરત્નોંકી ખાની,
**દક્ષ** ભજત હૈ યે મુક્તિકી જડિયાં. હમકો હૈ પ્યારી૦ ૩

## ૪૯. સામાન્ય જિન સ્તવન. (૯)

(રાહ-ચલે પવનકી ચાલ જગમેં૦)

મીલે જગતકે નાથ, અબતો મીલે જગતકે નાથ;
તું હિ શરણુ હય હમ લોગોંકા, તું હિ આતમ તન આથ.[1]
અબ તો મીલે૦ ૧

જિનવર તોરે ચરણુ કમલમેં, ઝૂકે સુરકે નાથ;
ભક્તિ તોરી ભવકી તરણી,[2] ભાવ રોગોંકા કવાથ.[3]
અબ તો મીલે૦ ૨

તુજ દર્શનસે મનખા[4] પાવન, હુઆ આજ સનાથ;[5]
દુઃખકે કાંટે પિસ પિસ ભાંગે, દેખત તેરા કાથ.[6]
અબ તો મીલે૦ ૩

સુરતરૂસા દેવાધિદેવા, કભી ન છોડું સાથ;
**દક્ષ**[7] સુકાની! ભવજલધિસે, તાર લે કર હાથ.
અબ તો મીલે૦ ૪

---

૧ ધન. ૨ નાવ. ૩ ઉકાળો. ૪ માનવદેહ યા મનુષ્ય જીવન. ૫ નાથ સહિત, અર્થાત્ નાથ વાળો. ૬ નૂર, તાકાત. ૭ નિપુણ નાવિક.

## ૫૦. સામાન્ય જિન સ્તવન. (૧૦)

[ રાહ ગુજર ગયા વહ જમાના કૈસા ]

ચમક રહા તન પ્રભુકા કૈસા ! કૈસા ! કૈસા !

આનંદ કેરી બહાર હી જિસમેં,

ચમક રહા તન પ્રભુકા કૈસા ! કૈસા ! કૈસા !

નયન કેરે તારે જિસમેં, પરમ પ્રશમ રસ ઝીલતે હૈં;
મુખશશિ દીપે ઉમદા દિલાવર, જિસસે સુખ સુધા પાના.
ચમક રહા૦ ૧

જિનકા નહિ મુકાબલા જગમેં, ઇંદ્રોંસે ભી પૂજિત હૈં;
ઐસા જિણંદા અનોખા, જિસસે ભવદુઃખ સભી હટાના.
ચમક રહા૦ ૨

યહિ સુકાની નાવ તુમ્હારા, તારને વાલે તારેંગે;
**નેમિ-લાવણ્ય-દક્ષ** કે સાંઇ, જિનજી જો દિલ લાયેંગે.
ચમક રહા૦ ૩

## ૫૧. શ્રી નેમિજિન સ્તવન. (૧૧)

[ રાહ-પારેવડા જાજે વીરાના દેશમાં ]

ઓ ! પંખિડા ! જાજે પીયુના દેશમાં (૨)
બોલજે હેજે સંદેશમાં. ઓ પંખીડા૦ ૧

શ્યામજી સીધાવ્યા શિવનારીને કારણે;
ગીરનાર જેવા પ્રદેશમાં. ઓ પંખીડા૦ ૨

કહેજે કે રાજુલાએ, કીધી છે બાધા;
જીવવું છે સાધુ વેશમાં. ઓ પંખીડા૦ ૩

સ્વામિ નેમિનાથ તુંહિ, આશરો છે મારે;
તારો મને ત્યાગના વેશમાં. ઓ પંખીડા૦ ૪

મુક્ત બ્રહ્મચારી એ દંપતિને પ્રણમો;
**દક્ષ** કહે છે ઉપદેશમાં. ઓ પંખીડા૦ ૫

## પર શ્રી મહાવીર જિન સ્તવન. (૧૨)

[ રાહ-બાળપણાનાં સંભારણાં સાંભરે રે ]

વીર વિભુનાં સંભારણાં સાંભરે રે;
પેખી સુપ્રતિમા જીવન-સંસ્મારણા. એ....વીરવિભુનાં૦

અંતરા—

શમ સુધારસમાં ઝીલતાતા, પરમપદે લ્હેરાતા;
ધ્યાતાતા, જપતાતા, અધ્યાત્મે મસ્ત મનાતા.
લેતાતા ઈંદ્રોનાં વારણાં. એ....વીરવિભુનાં૦ ૧

ક્ષમા ખડ્ગસે કર્મ હટાયે, ઇતિ ભીતિ ન્હોતી,
રાગ ન્હોતો દ્વેષ ન્હોતો,સંસારી પીડા ન્હોતી.એ....વીરવિભુનાં૦ ૨

પૂજો સુભાગી વીરને હોંશે, ભવદુઃખ સ્હેવાં ટળશે,
અણમોલે, અણતોલે, મુક્તિપુરી મેવા મળશે;
દક્ષ ! ઉર ધારી ઓવારણાં. એ....વીરવિભુનાં૦ ૩

---

## ૫૩ સામાન્ય જિન સ્તવન (૧૩)

( રાહ-મનને સુબુદ્ધિ સાથે, તોફાન આજ જામ્યું )

પ્રભુજી તમારી સાથે, સદ્ધ્યાન આજ જામ્યું;
ઉગ્યો રવિ અનેરો, સદ્‌ભાગ્યનો હું જાનું........પ્રભુજી૦ ૧

દ્રષ્ટિ કહે નિરાગી તું દેવ નિરાળો,
આ દીન દુઃખીયાને દિનાનાથ નિહાળો;
તન મન તું હિ છે જીવન,-આધાર એક માનું....પ્રભુજી૦ ૨

દિલવર ! દયાળુ દેવા ! કર્મોથી ઉગારો,
દક્ષ કહે ઓ જિનજી ! સેવકને સુધારો;
શરણું તમારૂ સાચું, ભવસિંધુ ઝાઝ માનું........પ્રભુજી૦ ૩

---

## ૫૪ શ્રી વીતરાગદેવ સ્તવન. (૧૪)

(રાહ-ધનવાન જીવન માને છે. રાગ-ભીમપલાસ મિશ્ર)

વીતરાગ દેવ અમારે છે,[1] નિર્મલ જે મુદ્રા[2] ધારે છે;
દેવ સકલમાં જે નિર્વિકારી,[3] દોષને નિવારે છે. વીતરાગ૦ ૧
એ હાલ થએલા રાક્ષસો, જેની પાસે હોય ટળવળતા;
તે ક્રોધી દ્વેષી દેવ, અગ્નિ કેરૂં કામ સારે છે. વીતરાગ૦ ૨
આયુધ[4] મુંડ[5] ધડ ને ધરતી, મદ માયા લોભે ઝગહળતી;
નારી સંગી જેની મૂરતિ, તેવા દેવ દોષ વિસ્તારે છે. વીતરાગ૦ ૩
વીતરાગ સાચા છે ખલકમાં,[6] શિવસુખદાતા પલકમાં;
**નેમિ-લાવણ્ય-દક્ષ**-પ્રભુજી, ભવસિંધુ[7] પાર ઉતારે છે. વીતરાગ૦ ૪

---

## ૫૫ સામાન્ય જિન સ્તવન. (૧૫)

(રાહ-અમારા મન મંદિર કહેવાતા)

અમારાં મન પંકજ વિકસાતાં, અરિહંત દર્શન થાતાં,
અનાથ નાથજી ! હૈડે ધરીયે, અંતર ધરી ઉલ્લાસો.
સાચા દેવ જીવન ત્રાતા. અમારાં૦ ૧
જીવનના આધાર જિનજી ! દાસ ઉગારો;
કર્મોની જુલમી જંજીરથી, પ્રાણુ બહુ મુંજાતા. અમારાં૦ ૨
દીનનાથ ! ઉદાર તમારી, આશ અંતરમાં;
ભક્તિથી અંતરયામી ભજશું, રંગે ગીતો ગાતાં. અમારાં૦ ૩
કરો દયા પ્રતિપાળ ! હે કૃપાળ ! ઉદારતાથી;
**નેમિ-લાવણ્ય-દક્ષ** ઉદ્ધારક, નાથ નમું હરખાતાં. અમારાં૦ ૪

---

૧ રાગ દ્વેષને દૂર કરનાર જિનરાજ. ૨ આકૃતિવિશેષ. ૩ વિકાર-દોષથી રહિત. ૪ અસ્ત્રો અને શસ્ત્રો. ૫ મુંડકું-કાપેલું મસ્તક. ૬ જગતમાં ૭ સંસાર સમુદ્ર.

## ૫૬ સામાન્ય જિન સ્તવન (૧૬)

(રાહ-તું ચુપકે ચુપકે બોલ, મૈના ચુપકે ચુપકે બોલ)

તું જિનજી જિનજી બોલ, ભૈયા! જિનજી જિનજી બોલ;
પાવન શિવસુખ પાયેંગે, તું જિનજી જિનજી બોલ. ભૈયા૦ (ટેક)
કુટુંબ કબિલા મતલબવાલા, છોડકે તુજ સબ જાયેંગે;
પાવન શિવસુખ પાયેંગે, તું જિનજી જિનજી બોલ. ભૈયા૦ ૧
મહા શિકારી કાલ ભયંકર, જબ તુજપે ચઢ આયેંગે;
ધરણી[1] ઘરણી[2] બંગલા બગિઆ, તન ધન સબ છુટ જાયેંગે,
પાવન શિવ સુખ પાયેંગે, તું જિનજી જિનજી બોલ. ભૈયા૦ ૨
જિસીને મોહકો દિલસે હટાયે, અય ભૈયા!
વ રાગ દ્વેષકો દૂર ભગાયે, અય ભૈયા!
તુ જાનતા હૈ કે,-સબ દેવમેં વહ નાયક હૈ
બસાદે બસાદે દિનાનાથ ચિત્તે અય ભૈયા!
ફીર ન કાલ સતાવેગા તુજકો, **દક્ષ** પાલક જબ ધ્યાયેંગે.
પાવન શિવ સુખ પાયેંગે, તું જિનજી૦ ૩

## ૫૭ શ્રી વીર જિન સ્તવન. (૧૭)

(રાહ-મોસમ સલોના સલોનારે)

નાથ! જીવન સહારા સહારા રે
જગ સહારા તુંહિ હમારા, જીવન સહારા રે;
સમતા સુધાકર! તેરે ચરણે ઝુકું કોટી વારારે. નાથ૦ ૧
શિરકા તાજ જિણંદા પાયા, મનો મંદિરે આનંદ છાયા,
મેરે દિલમેં છબિ તિહારી, બસતી મનોહારારે. નાથ૦ ૨
**દક્ષ** જીવનમેં હુઇ દીવાલી, વીર જિણંદા મંગલકારી
સુખકર દુ:ખહર કીજીએ મેરે ભવકા પારા પારારે. નાથ૦ ૩

---

૧ ધરણી=જમીન, પૃથ્વી. ૨ ઘરણી=સ્ત્રી.

## ૫૮ સામાન્ય જિન સ્તવન. (૧૮)

(રાહ-ન જાને કીધર, આજ મેરી નાવ ચલીરે)

[૧]સુહાયે [૨]સુરત, આજ તોરી નાથ! ભલીરે
ભલીરે ભલીરે તોરી નાથ! ભલીરે....સુહાયે૦ (ટેક)
સોહી રહી ગુણાવલી[૩], મોહી રહી સુરાવલી[૪],
દીઠી સદા મીઠી આનંદ ફલીરે
ભલીરે ભલીરે તોરી નાથ! ભલીરે....સુહાયે૦ ૧

દીનકે નાથ તોરી નૈના ચંગી[૫],
[૬]અવિકારી વીતરાગભાવ[૭] કેરી સંગી;
દિલખુશ અનેરી અનેરી પલીરે
ભલીરે ભલીરે તોરી નાથ! ભલીરે....સુહાયે૦ ૨

**નેમિ-લાવણ્યસૂરિ**, દાસ તેરા ડોલે,
દિલમેં પ્રીત ધારી, જિન જિન બોલે,
સેવા જિનપદકી સિખા, મેવા શિવપુરકા ચખા;
**દક્ષ** કેરે જીવનકી આશ ફલીરે.
ભલીરે ભલીરે તોરી નાથ! ભલીરે....સુહાયે૦ ૩

## ૫૯ શ્રી મહાવીર જિન સ્તવન. (૧૯)

(રાહ-ઝૂલેકે સંગ ઝૂલો ઝૂલો મેરે મન.)

માયાકે રંગ ભૂલો ભૂલો મેરે મન!;
તુમ આજ ભક્તિમેં ઝૂલો ઝૂલો મેરે મન! (ટેક)
સચ્ચા જિણંદા સંગ, વોહી તારન તરન;
કાયા માયા વૈભવ સભી નશ્વર[૮] જીવન;
જૂઠા સ્વાર્થી સગપન, જૂઠા સ્વાર્થી સગપન. માયા કે૦ (૧)

---

૧ શોભે છે. ૨ મુખાકૃતિ(મુખારવિંદ). ૩ ગુણોની પંક્તિ-અનેક ગુણો. ૪ દેવશ્રેણિ. ૫ પવિત્ર,-શુદ્ધ-મનોહર. ૬ વિકાર રહિત. ૭ રાગદ્વેષ રહિત ભાવને ધરનારી. ૮ નાશવંત-વિનાશી.

ધરો ધીર, ભજો વીર જો હૈ જગકે શરન,
જિસસે મિલ જાયે સુખ સભી દુઃખકે હરન;
પ્યારે ! બોલો જય વીર વિભુકી છન[1] છન. માયાકે૦ (૨)
જિનોંકે ચરણોંમેં નિત કરો કોટી નમન,
**નેમિ લાવણ્યસૂરિ દક્ષ** મુક્તિ કરન;
હાં જિનકા સુરપતિ[2] પૂજે ચરન. માયાકે૦ (૩)

## ૬૦ શ્રી સામાન્ય જિન સ્તવન. (૨૦)

(રાહ-એક નયા સંસાર બસાલે એક.)

એક તુંહિ આધાર જિણંદા ! એક તુંહિ આધાર.
પાયો પુણ્યોદયે તિહારે, દર્શન સારે દુઃખકે હારે
કર્મ કલંક નિવાર મેરા, કર્મ કલંક નિવાર........એક૦ ૧
ઐસા પ્રેમ વિસ્તાર, કિ જિસસે ભવકા હો નિસ્તાર,
કિ જિસસે પાવન હો અવતાર, કિ જિસસે આતમ હો ઉદ્ધાર;
સમતાકા હો રાજ હૃદયમેં, સમતાકા ઝનકાર.
બજે દાસકી રગે રગોમેં, જિનપદકા ઝંકાર.......એક૦ ૨
નાથ અનાથોંકે હમારે હાથ ગ્રહો, પ્રીત અનાદિકી સમ્હાલો
નાથ અહો !
કહતા વારંવાર પુકાર પુકાર,
દૂર કરો ભવદવકે દુઃખડે, યે અરજી ઉર ધાર....એક૦ ૩
જો તુમ [3]હેજે મેહ[4] વુઠો તો, નાચે મનવા મોર,
જો તુમ રંગે [5]ભાનુ તુઠો તો, હોવે જીવનકા [6]ભોર;
તો જ્યોતિસે જ્યોત મીલેગી, મુક્તિ મંદિરે ઓર,
**નેમિ લાવણ્યસૂરિ** સહારે ! **દક્ષ** કહે કર જોર....એક૦ ૪

---

૧ ક્ષણેક્ષણે. ૨ ઇંદ્ર. ૩ પ્રેમથી. ૪ મેઘ. ૫ સૂર્ય. ૬ સવાર.

## ૬૧. શ્રી પંચજિન સ્તવન. (૨૧)

(રાહ-ભૂલવા મને કહો છો, સ્મરણો ભૂલાય ક્યાંથી ?)

ઉપકારી વિશ્વ કેરા, પ્રભુજી ભૂલાય ક્યાંથી ?
દેવાધિદેવ જગના, જિનવર ભૂલાય ક્યાંથી ? (ટેક.)
નૃપ ત્યાગી તીર્થપતિમાં, પ્હેલા શ્રી નાભિનંદા;
નીતિ કળા વિધાતા, **આદિજિન** ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૧
પારેવડું બચાવ્યું, બાજથી સ્વમાંસ આપી;
ચક્રવર્તિ ઋદ્ધિ ત્યાગી, **શાન્તિજિન** ભૂલાય ક્યાંથી ?–ઉપ૦ ૨
રાજુલ તજી ઉગાર્યાં, પશુઓ પુકાર કરતાં;
આબાલ-બ્રહ્મચારી, **નેમિજિન** ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૩
ઉગારી નાગ બળતો, ધરણેંદ્ર જેણે કીધો;
પુરિસાદાણી ગુણખાણી, **પાર્શ્વનાથ** ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૪
અડદ બાકળાને વ્હોરી, ચંદન-બાલિકા ઉગારી;
સાધ્વી બનાવી સાચી, ચરમજિન ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૫
ચંડકોશિયા ને અર્જુન,-માળીને તારનારા;
વડવીર ધીર ગંભીર, **મહાવીર** ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૬
દયાસિંધુ દીનબંધુ, જિન પંચ નિત્ય વંદું;
**નેમિ-લાવણ્ય-દક્ષ**,-પ્રભુજી ભૂલાય ક્યાંથી ?—ઉપ૦ ૭

## ૬૨. સામાન્ય જિન સ્તવન. (૨૨)

(રાહ-કૈસે છીપોગે અબ તુમ.)

કૈસે મીલોગે—જિનવર કૈસે મિલોગે ?....
હો પ્રભુજી ! મુજકો કૈસે મિલોગે ?
પ્રીત અનાદિ બિસારી મુક્તિ સ્વીકારી,
જિનરાજ ! હમેં સતાવે કર્મ શિકારી;
દુઃખકો દહાને વાલે જિન ! કૈસે મિલોગે ?....
હે ! પ્રભુજી ! મુજકો૦ (૧)

મૈં તો નદી મીલું તુમ્હેં સિંધુ રસાલા,
મચ્છી બનું મૈં જો તુમ્હીં નીર નિરાલા;
જગત્ કે હે પ્રતિપાલા—(૨)
કર દયા જ્યોતિસે પ્રભુ જ્યોતિ જગાઓ,
દક્ષ જ્યોતિ જગાઓ-હે પ્રભુજી મુજકો૦ (૩)

## ૬૩ શ્રી વીર જિન સ્તવન (૨૩)

[રાહ-બીના મધુર મધુર કુછ બોલ. રાગ-ભીમપલાસ]

પ્રભો ! સદય હૃદય પટ ખોલ (૨)
ભક્તિ સુધા રસ પાન કરાદે, અંતરકો અઘ દૂર હટાદે;
એક બાર મુજ હૃદય મંદિરે, આકર જિનવર ! કર કલ્લોલ.
પ્રભો સદય૦ ૧.
નાથ ! અનાથ સનાથ બનાદે, હાથસે અપને સાથ મીલાદે;
પરમ સચ્ચા તું મેરા સાથી, છોડું કભી ન તુજ અનમોલ.
પ્રભો સદય૦ ૨.
વીરવિભો ! વાંછિત અખ દાતા, તુજ સેવાસે સકલ સુખ સાતા;
**નેમિ-લાવણ્ય-સૂરીશ** ત્રાતા !, દક્ષજીવન સુધારસ ઘોલ.
પ્રભો સદય૦ ૩.

## ૬૪. સામાન્ય જિન સ્તવન. (૨૪)

[રાહ—સાંવરીયારે સાંવરીયા ચલ ચલરે૦]

જિનવરીયારે જિનવરીયા ભજ ભજરે, ભજરે જિનવરીયા,
નેક નજરીયાં જિનકી દેવે, મુક્તિ નગરીયાં...જિન૦ (૧)
જો મિથ્યાતમ અંધેરા હરે, રંગે દિનકે નાથ ઉજેરા કરે,
ભંડાર ભરે શમ સુખ કેરા, સંસારન કેરા ફેરા હરે;
બજતી રહે જો એક તાને, ભગતિ રસકી બાંસુરીયાં,
ભજરે જિનવરીયા....જિનવરીયારે (૨)

નેમિ-લાવણ્ય-દક્ષ સહારા, જિનકે ચરણોં ભજતે જાના;
ખૂલ જાય જીસે બોધિ નજરીયા, મીલ જાય જીસે મુક્તિ નગરીયા
ભજરે જિનવરીયા....જિનવરીયારે૦ (૩)

## ૬૫. શ્રી મહાવીર જન્મકલ્યાણક સ્તવન. (૨૫)

(રાહ—દીવાલી ફીર આ ગઈ સજની.)

ઉમં....ગે....સબ ઉ....જવો ભવિયાં ! જન્મકલ્યાણક વીરકા,
હાં, હાં, જન્મ કલ્યાણક વીરકા. હાં, હાં, જન્મ૦
પુણ્યોદયસે વીર વિભુકા, પાયે શાસન પ્યારે! ઉમંગે૦ ૧
છનભર છનભર નારક જીવભી, હો જાતે સુખિયારે;
ઝૂલે ઝુલતે ઝુલતે જિનજી, લોક તિનોં....ઉજિયારે. ઉમંગે૦ ૨
ઇંદ્ર સભી ચલે મેરૂ ગિરિપેં, લેકર સાજ રસાલા,
સ્નાત્ર જન્મોત્સવ રંગે કરકે, પા લેતે સુખ આલા;
નેમિ-લાવણ્ય-દક્ષ ભજત હૈ, શાસન નાયક પ્યારે. ઉમંગે૦ ૩

## ૬૬ શ્રી મહાવીર જિન સ્તવન. (૨૬)

(રાહ-હૈયામાં ધરી હામ, તું કાંઈ કામ કરી જા)

મહાવીર જપી નામ, તું આતમ કામ કરી જા.
અમર ધામ વરી જા. મહાવીર....૧
જાસ જાપે પુણ્ય-પુષ્પો, ખીલે છે દિલારે,
મુક્તિ જીવન મળે છે, ભક્તિને સિતારે,
ધર્મધ્યાન ધરી જા, સુધા પાન કરી જા;
અમર ધામ વરી જા. મહાવીર....૨
નેમિ-લાવણ્ય-દક્ષ વચને આત્મ જગા દે,
ઉર થાપી શ્રી વીર, કર્મ ફોજ ફગા દે,
વિજયમાળ પહેરી જા, ભવસિંધુ તરી જા,
અમર ધામ વરી જા. મહાવીર....૩

---

## ૬૭ શ્રી વીરજિન સ્તવન (૨૭)

**(રાહ-લેશો નિશાસા પરણેતરના, થાશો સુખી શી પેર)**

દેશો દિલાસા દિલવર દિલના, કિંકર પર કરી મ્હેર,
જિનજી ! થાશું સુખી. ( ટેક )

નિગોદમાંથી, થયો હું [1]થાવર, [2]વિગલેન્દ્રી [3]ભેર ભેર,
કિંકર તારો દુઃખી;

ચોરાશી લાખના, ચૌટે હું ભટકયો, થયો દુઃખી ઠેર ઠેર.
કિંકર તારો દુઃખી. દેશો૦ ૧.

માગ્યા ઉપર પણ, હું છું દેવાયો, વર્ત્યો છે કાળો કેર, કિંકર૦
શુભ કરણીમાં, આડા આવે છે,કર્મના કાઠીયા તેર. કિંક૦દેશો૦૨.

અનાદિકાળની, પ્રીતિ વિસારી, વસીયા શિવપુર શહેર, કિંકર૦
આમ કરશો તો, 'પરદુઃખભંજન'બિરૂદ રે'શે શી પેર-કિં૦દે૦ ૩.

ભાગ્ય ઉદયથી, દરિસણ પાયો, ફાલ્યો સુરતરૂ ઘેર, કિંકર૦
ત્રિશલાનંદન !, કર્મનિકંદન, કર હર વૈરી વેર-કિંકર૦ દે૦ ૪.

નેમિ-લાવણ્યપદ[4],-કજ[5]ભ્રમર[6]સમ, દક્ષ કહે દિલ ભેર, કિ૦
તુમ પસાયે, મુક્તિ મંદિરમાં, કરશું લીલા લ્હેર-કિંકર૦ દે૦ ૫.

## ૬૮ શ્રી વીરજિન સ્તવન. (૨૮)

**[રાહ-જન્મ લીયાતો જીલે બંદે, ડરનેકા કયા કામ,
બંદે ! જીવન હૈ સંગ્રામ]**

પ્રણુમું પ્રેમે વીર જિણુંદા ! પ્રણુમું શ્રી મહાવીર-પ્યારા !
પ્રણુમું શ્રી મહાવીર.

શાસનનાયક વીરજી ! પ્યારા ! પ્રણુમું શ્રી મહાવીર ! પ્યા૦ (ટેક)

---

૧ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ ને વનસ્પતિરુપ એકેન્દ્રિય. ૨ દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય ને ચતુરિન્દ્રિય. ૩ વારંવાર. ૪ ચરણ. ૫ કમળમાં. ૬ ભમરા સમાન.

મહા ઉપકારી જગકે જિનજી, અરજી ઉરમેં ધાર-પ્યારા-અ૦
સબ દેવનમેં આપ બડે હૈ, વંદત સુરનરનાર-પ્યા૦ વંદ૦ શા૦ ૧
અનુપમ કરૂણારસ ભંડારા, કરૂણા કર દુઃખ વાર-પ્યારા-કરૂણા૦
સમકિત દીપકકો પ્રગટાકે, અંતર તિમિર વાર-પ્યા૦અં૦શા૦ ૨
સિદ્ધપદદાતા વિશ્વવિખ્યાતા, આવાગમન નિવાર-પ્યા૦-આ૦
સમરથ સ્વામી શિરકું નામી,વંદું વારંવાર-પ્યા૦વંદુ૦ શાસન૦ ૩
**નેમિ-લાવણ્ય**સૂરિ પદ પ્રણમી,**દક્ષ** બની દિલદાર-પ્યા૦-દક્ષ૦
વીરજિન સેવા**મૃત**સે પાઉં, ધર્મ**ધુરંધર**સાર-પ્યારા-ધર્મ૦ શા૦૪
સરસ **સુશીલ** સુવાસ કો દેકે,હરના કુશીલ વિકાર-પ્યા૦-હર૦
જીવ **નટવર** ભવનાટક વારી,**દક્ષ** જીવન ઉદ્ધાર-પ્યા૦દક્ષ૦ શા૦૫

## ૬૯ શ્રી પાર્શ્વનાથ સ્તવન. (૨૯)

( મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ રાહ )

પાર્શ્વ જિણંદ ! ભવ, પાર ઉતારજો,
કૃપા કરી કિરતાર રે, ભવસિંધુ પાર ઉતારજો. [ટેક]
સમયે સમયે જેમાં, છોળો ઉછળતી;
[1]'અહં ને મમ' ની અપાર રે, ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૧
કામના વમળમાં, જીવન નૈયા,
ડોલી રહી સરકાર રે, ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૧
કુમતિ વંટોળે, સુમતિ સુકાનને,
કીધું છે કરથી દૂર રે, ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૩
ચરણ કમળથી, હીણુ થયો છું;
તરણ તારણ હાર રે, ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૪
**નેમિ-લાવણ્યસૂરિ, દક્ષ** કહે છે;
હવે તાહરો આધાર રે, ભવસિંધુ૦ પાર્શ્વ૦ ૫

---

૧ અહંકાર અને મમતાની

## ૭૦ શ્રી સ્થંભન પાર્શ્વનાથ સ્તવન (૩૦)

(નાગર વેલીઓ રોપાવ, તારા રાજ મહેલોમાં-એ રાહ)

થંભણુ મંડણુ [1]સ્વામ, કરૂં [2]પ્રણયે પ્રણામ;
થંભણપાસ જિણંદ, કરૂં પ્રણયે પ્રણામ (અંચલી)
શિરતાજ પાયા આજ, જેથી ધન્ય દિવસ આજ;
સિધ્યાં વાંછિત કાજ, કરૂં પ્રણયે પ્રણામ. થંભણુ૦ ૧
[3]કામઘટ મુજ [4]ઘટમાં, પ્રકટયો તું હિ પલકમાં;
આનંદ મંગલકાર, કરૂં પ્રણયે પ્રણામ. થંભણુ૦ ૨
સુરનરનાયક પ્યારા, કોટિ દાસ પ્રભુ છે તારા;
તું મુજ એક આધાર, કરૂં પ્રણયે પ્રણામ. થંભણુ૦ ૩
સુમતિદાતા સુમતિ આપ, કાપો પાપ [5]અમાપ;
મારી મોહને [6]થાપ, કરૂં પ્રણયે પ્રણામ. થંભણુ૦ ૪
**નેમિસૂરીશ્વર** નેહે, ગુરૂ **લાવણ્યસૂરિ** સોહે;
**દક્ષ** જીગર[7] ઉગાર, કરૂં પ્રણયે પ્રણામ. થંભણુ૦ ૫

## ૭૧ શ્રી નેમિજિન સ્તવન. (૩૧)

(રાહ-રામસે કોઈ મીલાદે, મુઝે૦)

નેમસે કોઈ મીલાદે, મુઝે નેમસે કોઈ મીલાદે.
બિન બાદલકા બિમલા ચંદા, ચિત્ત ચકોર લગાદે. મુઝે૦ ૧
કોઇ કહે વો રૈવતગિરિમેં, કોઇ કહે સહસાવનમેં;
કોઈ કહે ગિરિકે કંદરમેં, કોઈ કહે ધ્યાનીકે ઘરમેં;
મીલ સકું મૈં જિનકો છિનમેં, ઐસા રાહ દીખાદે. મુઝે૦ ૨
રાજુલ વલવલતી યું દિલમેં, **નેમિ-ચરણ-લાવણ્ય-કમલમેં**,
માધુકરી વૃત્તિ ધરી જગમેં, જ્યોતસે જ્યોત મીલાઇ પલમેં,
**દક્ષ** કહે શ્રી નેમિજિનસે, ઐસી જ્યોત જગાદે. મુઝે૦ ૩

---

૧ સ્વામિ. ૨ પ્રેમપૂર્વક. ૩ મનોવાંછિતદાતાર કામકુંભ. ૪ મારા અંતરમાં. ૫ અગણીત. ૬ તમાચો. ૭ પ્રાણ બચાવ.

## ૭૨ પરોલીમંડન શ્રીનેમિજિન સ્તવન (૩૨)

( રાહ-ચને જોર ગરમ, બાબુ મૈં લાયા મજેદાર )

નમો નેમિ જિણંદ (૨), ભવિ ! મુક્તિ[1] સુબેદાર. નમો૦(ટેક)
નેમિ પ્રભુ હૈ જગતકે સૈયા, વીર બડે વિજ્ઞાની;
શિવાનંદ દેવાધિદેવા, શિવસુખકે હૈ દાની. નમો૦ ૧
ચમત્કારી હૈ મૂર્તિ જિનકી, લાવણ્ય કેરી ખાની;
સબ જાતિકે લોકો માને, સચ્ચે[2] દેવ [3]વિમાની. નમો૦ ૨
ભવસિંધુકે[4] **દક્ષ** સુકાની, [5]**સુશીલ** મુદ્રા ધારી;
મુખ[6] **શશિ** સુખકારી દેખો, જૈસે **ચંદ્ર**-ચકોરી. નમો૦ ૩
ફાગુન શુદ એકાદશીએ, સબ આલમકે નરનારી;
પ્રતિવર્ષ દર્શનકું આવે, **મહિમા** જિનકા ભારી. નમો૦ ૪
**પરોલી તીર્થપતિકો** પૂજો, સમુદ્રવિજય તનુજો;[7]
**કલ્યાન** કારન **દક્ષ** કહત હૈ, જિન સમ દેવ ન દુજો.[8] નમો૦ ૫

## ૭૩ શ્રી શાંતિજિન(પ્રતિષ્ઠા) સ્તવન. (૩૩)

( રાહ-દીવાલી ફીર આ ગઈ સજની )

પ્રતિષ્ઠા દિન આ ગયા ઉમદા[1], શાંતિ જિન ગુન ગા લેં. હાંહાં....
આઓ ભવિયાં ! મિલકર ગાયેં, શાંતિ દિણંદ[2] દિલારે. પ્રતિ૦ ૧
જગમગ જગમગ હો ગુણ[3]બત્તિયાં, ભાગે અઘ[4] અંધિયારે;
ભક્તિ કરતે કરતે જિનકી, જીવનકો....ઉજીયારે. પ્રતિ૦ ૨
ભજકે શાંતિ જિણંદ ચંદકો, પી લેં શમરસ પ્યાલા,
હટ જાયે અંધિયારે ભવકે, હો જાયે ઉજીયાલા;
**નેમિ-લાવણ્ય-દક્ષ** વચનસે, મુક્તિકે સુખ [5]પાલેં. પ્રતિ૦ ૩

---

૧ મુક્તિના નાયક. ૨ સાચાદેવ. ૩ નિરભિમાની. ૪ સંસાર-સમુદ્રના ચતુર નાવિક. ૫ સદાચારની મૂર્તિ. ૬ મુખરૂપી ચંદ્રમા. ૭ સમુદ્રવિજય રાજાના પુત્ર. ૮ બીજો.

૧ સુંદર. ૨ સૂર્ય. ૩ ગુણરૂપી દીવાઓ. ૪ પાપ. ૫ પામીએ.

## ૭૪ શ્રી શાન્તિજિન સ્તવન (૩૪)

(રાહ—પિયા મીલનકો જાના...હાં...)

મુક્તિ....મંદિરમેં જાના. હાં....મુક્તિ૦
જગકે તાજ શ્રીજિનરાજ, અંતરમેં બસાના....મુક્તિ૦ હાં....૧
ભક્તિકી[1] સેજ સજો, શાંતિ જિણંદ ભજો;
મુક્તિકે લિયે ક્રોધ તજો, માનકો જલાના....મુક્તિ૦ હાં....૨
માયાકો દાટ દે, લોભ[2] તરૂ કાટ દે;
જીસે જીસે ખુટે ખુટે, પાપકા ખજાના....મુક્તિ૦ હાં....૩
જીસે બીતે મિથ્યાત રાત, હોવે કેવલજ્ઞાન પ્રભાત;
ભાનુ[3] અચિરા માત સુજાત,[4] ચરણે[5] શિર ઝુકાના....મુક્તિ૦ ૪
**નેમિ-લાવણ્યસૂરિરાજ, દક્ષ** કિંકરકે સારે કાજ;
સેવોજી ભવ-સિંધુ[6] ઝાજ, જીવન નૌ તરાના....મુક્તિ૦ હાં....૫

## ૭૫ શ્રી શાંતિજિણંદ સ્તવન. (૩૫)

(રાહ-જવું છે જમુનાજીને તીર)

જવું છે ભવસિંધુને[1] તીર, મને બીક બહુ લાગે. (ટેક)
અતિ જ્યાં કુમતિ કેરૂં નીર[2], મને બીક બહુ લાગે;
લહું હું કેમ મુક્તિ મંદિર, મને બીક બહુ લાગે. જવું છે૦૧
માયા વાદળીઓ ઉઠી, વિષયની વિજળીઓ રૂઠી;
અઘનભે[3] ખોયું આત્મ ખમીર,[4] મને બીક બહુ લાગે. જવું છે૦૨
મદ[5] ખડકથી મોહ વમળમાં, ડુબી રહી નિજ નાવ પળમાં;
**શાંતિનાથ!** સુકાની! **નેમિ લાવણ્ય** સુજ્ઞાની!
તારો તારક! **દક્ષ**! સુધીર!, મને બહુ બીક લાગે. જવું છે૦૩

---

૧ શય્યા. ૨ લોભરૂપ વૃક્ષ. ૩ સૂર્યસમા ૪ સુપુત્ર. ૫ પગમાં યા કિરણમાં. ૬ સંસાર રૂપ સમુદ્રને તરવામાં મોટા નાવ સમાન.

૧ સંસાર સમુદ્રને તીરે. ૨ પાણી. ૩ પાપરૂપ આકાશમાં. ૪ આત્માની સહજ શક્તિ. ૫ અભિમાનરૂપ ભેખડે અફળાવાથી.

## ૭૬ આદિજિન સ્તવન. (૩૬)

( જનારા જાય છે તું કયાં, અમારાં આંસુ લુતો જા-એ રાહ )

—ગઝલ—

જીવન આધાર જિનવરને, ભજી જીવ લાવો લેતો જા;
[1]દિવાકર આદિ જિન ભજને, [2]જિગર જ્યોતિ જગાતો જા.
જીવન૦ (ટેક)
વિકસ્વર બોધથી કીધાં, જેણે યુગલિક મન કમળો;
[3]નિવારક કર્મ રજનીથી, ઉદય-પ્રભાત જોતો જા. જીવન૦૧
ભરતને સૌ કળા શીખવી, વળી બાહુબળીજીને;
કહ્યા [4]લક્ષણ તણા અર્થો, ચતુર સુજ્ઞાની ગાતો જા. જીવન૦૨
લીપી વિજ્ઞાન બ્રાહ્મીને, ગણિતનું જ્ઞાન સુંદરીને;
સમર્પ્યું વામ હસ્તેથી, અંતર વિજ્ઞાન લેતો જા. જીવન૦૩
અઢાર કોડાકોડી સાગર, થકી જે બંધ મુક્તિદ્વાર;
ભરતમાંહિ પ્રથમ ખોલ્યું, પ્રથમ જિનરાજ ભજતો જા. જીવન૦૪
મૈયા મરૂદેવીના હસ્તે, જગત ઉપકારને વાસ્તે;
**નેમિલાવણ્યનો દક્ષ**, કહે જિન ધ્યાન ધરતો જા. જીવન૦૫

## ૭૭ શ્રી ઝગડીયા તીર્થાધિપતિ-સ્તવન [૩૭]

( રાહ-બચપનકા યાદ આયા, ભૂલા હુઆ જમાના. તથા)

[જેવી કરેછે કરણી...ઇત્યાદિ રાહમાં ગવાય છે.]

ઝગઝગતા ઝગડીયા-તીર્થેશ દર્શ પાના;
ગુન ગાકે આદિ જિનકા, ભવ દુઃખકો મીટાના. ઝગઝગતા૦ ૧
**માણેક દીપ-ચંદા**, રવિસે ભી જો ઉમંદા;
અધિકા પ્રકાશ કારી, નાભિકે નંદ ભજના. ઝગઝગતા૦ ૨

---

૧ સૂર્ય સમાન આદિજિનના ભજનથી. ૨ આત્મજ્યોતિ. ૩ કર્મરૂપી રાત્રિને દૂર કરનારા. ૪ સામુદ્રિકશાસ્ત્ર.

**મોહન** મૂર્તિ જિનકી, **પારસ-મણી** સી પલકી;
કલ્યાણ અર્થી ! ભજ કર, કલ્યાણ [1]કંદ પાના. ઝગઝગતા૦ ૩
**શાંતિ** સુધા કે ધામી, જગસ્વામી નામી નામી;
ભક્તિ **ગુલાબ** જલસે, સંતાપ કો શમાના. ઝગઝગતા૦ ૪
**નેમિ-લાવણ્ય** કેરા, શિશુ **દક્ષ** કા સહારા;
**બનસિંહ**[2] રુપ જિનસે, અઘ[3] **હાથી** કો ભગાના. ઝગઝગતા૦ ૫

## ૭૮ શ્રીઝગડીયા તીર્થાધિપતિ સ્તવન [૩૮]

**(રાહ-કાલી કમલી વાલે તુમપેં લાખો સલામ.)**

ઝગડીયાના આદિ જિનને પ્રેમે નમન—(અંચલી)
ઋષભ જિણંદની પડિમા ભારી, સુરનરના મનને હરનારી;
લાવણ્ય અપાર, જિનને પ્રેમે નમન. જિનને૦ ઝગડીયા૦ ૧
દેશ દેશનાં યાત્રિક આવે, દર્શન પૂજનથી સુખ પાવે;
સાધે સિદ્ધિ સાર, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૨
મનોરથ મનના સઘળા ફળીયા, મરૂદેવી [4]નાનડીયા મળીયા;
ટળીયા ભવના તાપ, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૩
પર ઉપકારી જગહિતકારી, મિથ્યાતિમિરને દૂર નિવારી;
કેવળ જ્યોતિ જગાવ, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૪
ભવોભવ તારા ચરણુની સેવા, ચાહું નિત્યે શિવસુખ લેવા;
વિનંતિ સ્વીકાર, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૫
તપગચ્છનાયક **નેમિસૂરીશ્વર**,તસ પટ્ટધર **લાવણ્યસૂરીશ્વર;**
શાસનના એ સ્થંભ, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૬
[5]**છાયાપુરીથી** તસ ઉપદેશે, **ધુરાશા** સંઘ લાવે હર્ષે;
કીધું ઉજ્વળ કૂળ, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૭

---

૧ સુવર્ણકંદ અથવા મુકિત. ૨ જંગલના કેસરીસિંહ સ્વરૂપ.
૩ પાપરૂપી હાથીને. ૪ મરૂદેવીમાતાના પુત્ર. ૫ છાણીગામથી.

મણિ માણેકસી આંગી રચાવે, નિર્મલ ભાવે આનંદ પાવે;
વર્તે લીલા લ્હેર, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૮
ઓગણીસ તાણું ફાગણમાસે, શુદ બીજે જાત્રા કરી હોંસે;
દક્ષ લહે ભવતીર, જિનને પ્રેમે નમન. ઝગડીયા૦ ૯

## ૭૯ કાવિતીર્થ નાયક સ્તવન [૩૯]

### (રાગ-સર ફીરેશીકી તમન્ના.)

કાવિમંડણ [૧]દુરિત ખંડણ, પૂરણ પુણ્યે ભેટીયા....
નાભિનંદન મુખડું નીરખી, હરખી સંકટ મેટીયા. (ટેક)
આદિ નરિંદા આદિ મુણિંદા, આદિ જિણંદા છે। દિણંદા[૨];
આદિ તીરથ-નાથ દેવિંદા, જગે ઝગે તુજ જ્યોતિ અમંદા. ૧
ઋષભ જિનવર ચરણ ચીલે, મુક્તિ મારગ સ્હેજે મીલે;
અષ્ટ કર્મના દળને પીલે, ભવિ સદા આનંદ ઝીલે. કાવિ૦ ૨
કામિતપૂરણ સુરમણી પાયા, સફળ થઈ અમ કામના;
ભાવઠ ભવની દૂર થઇ, જેથી ટળી કુવાસના. કાવી૦ ૩
ત્રિવિધ તુજ સેવ ના હેવા,[૩] સુર અસુર નર નાયક જેવા;
ચાહું સદા જિન-ચરણ સેવા, મુક્તિનિલયના મેવા લેવા. કાવિ૦૪
ઓગણીસ ચોરાણું સાલ માઘે, વદ બારસે યાત્રા કરી;
પ્રથમ[૪] ધર્મનાયક નમી, સ્થંભતીર્થથી આવી કરી[૫]. કાવિ૦૫
પ્રણમી નેમિસૂરિરાયા, ગુરુ લાવણ્યસૂરિ [૬]પાયા;
દક્ષ સદા કરજોડી વિનવે, લળી લળી જગદીશ ગાયા. કાવિ૦ ૬

---

૧ પાપ. ૨ સૂર્ય. ૩ સેવા કરવાની ટેવવાળા. ૪ પ્રથમ શ્રી ધર્મનાથ સ્વામિજીને નમીને, અથવા આ આરામાં પ્રથમ ધર્મના પ્રવર્તક શ્રી આદિજિનને નમન કરીને. ૫ ખંભાતથી આવીને. ૬ ચરણે.

## ૮૦ સામાન્ય જિન સ્તવન. (૪૦)

( સાવનકે નજારે હય, આહા આહા-એ રાહ )

જીવનકે સહારે હય, આહા, આહા,
જિનજીકે નૈનોં પેં....લ,લ,લ,લ,લા, વૈરાગી[1] ઇશારે હૈં (ટેક)
હા....આ....આ, આયુધ[2] ન ભુજાઓં મેં........,
જો સોહે ભલે દિનકર[3]....લ,લ,લ,લ,લ,લ,લા,
જગજન[4]સરોજોંમેં. જીવનકે૦ ૧
અઘ[5]રેન ટલે જુલમી, ભક્તિકે કીરનમેં, લ,લ,લ,લ,લા
સુખ[6]ભોર મીલે કલમી. જીવનકે૦ ૨
તુમ દક્ષકી શિખ માનો, ઓરસે દિલ લેલો, લ,લ,લ,લ,લા
હય મોક્ષકો ખજાનો. જીવનકે૦ ૩

## ૮૧ સામાન્ય જિન સ્તવન. (૪૧)

( રાહ-ભોર ગઈ પાપન અંધિયારી )

[1]ભોર ભઇ જીવન [2]ઉજિયારી, ઉદય [3]કમલા લાઈ હ....ય;
ઘોર [4]મોહકી નિંદકો હર કર, આતમ [5]જાગૃતિ પાઇ હ....ય.
ભોર૦ ૧
જિસ [6]નૈનમેં મિથ્યા[7]તમ થા, ઉસ નૈનમેં [8]ભાસ્કર પ્રકટે હ....ય;
જો રેન [9]જડતાસે ઘનથી, વહ રૈન હિ દૂર પલાઇ હ....ય.
ભોર૦ ૨

---

૧ વીતરાગતાની નિશાનીઓ. ૨ અસ્ત્ર શસ્ત્ર. ૩ સૂર્ય. ૪ જગતના લોકોરૂપ કમળોમાં. ૫ પાપરૂપ રાત્રિ. ૬ સુખની સવાર.

૧ સવાર થઇ-પ્રભાત થયું. ૨ જીવનને ઉજમાળ કરનાર. ૩ ઉદયરૂપી લક્ષ્મી. ૪ મોહની ગાઢ નિદ્રાને હરીને. ૫ આત્માની ઉજાગરદશા. ૬ જે નયનોમાં. ૭ મિથ્યાત્વ-અંધકાર હતો. ૮ તે નયનોમાં જિનેશ્વર ભગવંતરૂપી સૂર્યનો ઉદય થયો છે. ૯ જે રાત્રિ જડતા-અજ્ઞાનતાથી વ્યાપ્ત હતી.

**નેમિ-લાવણ્ય-દક્ષ** કમલકે, બોધક જિનપતિ પાયે હ....ય;
ભક્તિકી લાલી પાઇ જિનસે, મુક્તિપ્રભા અતિ છાઈ હ....ય.
ભોર૦ ૩

## ૮૨ સામાન્યજિન-સ્તવન [૪૨]

(રાહ-ઓ જીને વાલે! હંસ્તે હંસ્તે જીના.)

ઓ મુક્તિવાલે! મુક્તિ મોહે દેના. (ટેક)
નાથ! તોરી કૃપા[1] પ્રપાએ, પરમ પ્રશમ રસ તરસ છીપાએ;
[2]પાંવોંમેં હું લીના. મુક્તિ મોહે દેના....ઓ મુક્તિ૦ ૧
જિનજી! સહારા મુઝે તેરા, અલીક[3]માનું સભી[4] અનેરા;
તેરે શરણે પાપ[5] વિલીના, મુક્તિ મોહે દેના...ઓ મુક્તિ૦૨
કુમતિ મુજકો નાથ! સતાએ, સુમતિ હર સંસાર ફસાએ;
ભવકે દુઃખકો હરો નાથજી!, દક્ષ જીવનભીના. મુક્તિ મોહે૦ ૩

## ૮૩ સામાન્ય જિન સ્તવન (૪૩)

[રાહ-આજ મારે ઘેર થાય લીલા લ્હેર]

આજ લીલા લ્હેર, [6]હુઇ પ્રભુ [7]મ્હેર (૩)
જિનરાજ વિરાજે મનોમંદિરિયેરે. આજ૦ લીલા લ્હેર૦ ૧
મેંતો જિનવરના મુખડા ભાળીયા, મેંતો ભવકેરા દુઃખડા ટાળીયા;
મારો નાથ મલ્યો તેણે કારણે જીરે. આજ લીલા લ્હેર૦ ૨
અમીભરી આંખડી, કમલકેરી પાંખડી, સંકટ નિવારવા,કેરી છે રાખડી
ભવિ સુત [8]માવડી, **નેમિ-લાવણ્યસૂરિ,દક્ષ** [9]સુખવાવડી.આજ૦ ૩

---

૧ તમારી દયારૂપી પરબે. ૨ ચરણોમાં. ૩ જુઠામાનું છું. ૪ બીજા બધાને. ૫ તમારા શરણે (આવવાથી) પાપો નાશ પામ્યાં. ૬ થઇ. ૭ પ્રભુની મ્હેરબાની-દયા. ૮ ભવ્ય જીવો રૂપપુત્રની માતા સમાન. ૯ સુખરૂપી જળની વાપિકા.

## ૮૪ સામાન્ય જિન સ્તવન (૪૪)

[રાહ-પ્યારે પ્યારે સપને હમારે]

પ્યારે! પ્યારે! જગકે સહારે!
સુમર સુમર કર કર્મ હરેં હમ (૨), સભી હૈં દુઃખિયારે. પ્યારે૦ ૧
એક હમારા નાથ તુંહિ હૈ દિલકે દિલારે!
હમ સદા ભજ રહે હૈં, રંગે ચરન તિહારે. પ્યારે પ્યારે૦ ૨
દક્ષ દિલમેં મિલ ગયે અબ તો, મન સુધારે, તન સુધારે, જીવન સુધારે;
જિનજી! ચરન શરન લીના હૈ, ભવિયન કે આધારે!. પ્યારે૦ ૩

---

## ૮૫ પ્રાર્થનારુપ સામાન્ય-જિન-સ્તવન (૪૫)

(રાહ-એક સહારા તેરા પ્રભુજી, એક૦)

એક સહારા તેરા, જિનજી! એક સહારા તેરા.
મૈં હું પ્યાસી, તુમ દર્શનકા, દેદો દર્શ તુમેરા,
તાત તુંહિ હૈ, ભ્રાત તુંહિ હૈ, અપને જીકા જાન તુંહિ હૈ;
જૈસા ચંદ્ર ચકોરા, જિનજી! જૈસા ચંદ્ર ચકોરા....એક૦ ૧
મૈં હું સેવક તુમ ચરણોંકા, કર મુજ દિલમેં ડેરા;
રાગ નહિં હૈ, દ્વેષ નહિં હૈ, તુમરે મનમેં મોહ નહિં હૈ,
તૂંહિ દેવ બડેરા, જિનજી! તૂંહિ દેવ બડેરા........એક૦ ૨
નેમિ-લાવણ્ય-દક્ષ શિશુકા, હરદે ભવકા ફેરા;
મોહ હટાદે, જ્યોતિ જગાદે, અપને મનકા તાર મિલાદે.
હર મિથ્યા અંધેરા, જિનજી! હર મિથ્યા અંધેરા....એક૦ ૩

---

## ૮૬ સામાન્ય જિન-સ્તવન (૪૬)

( રાહ-આયા દ્વાર તુમ્હારે, રામા ! )

આયા દ્વાર તુમ્હારે, દાદા ! આયા દ્વાર તુમ્હારે—(ટેક)
ઝળુ ઝળુ ઝળુકે જ્યોતિ વદન પર, મોહ તિમીર વિદારે. દાદા ! આયા૦ ૧
પરમપ્રતાપી ! સુરનર નારી,–નાયક દાસ તિહારે. દાદા ! આયા૦ ૨
જીવન-નૈયા, ભવ સરવરસે, તુમ બિન કૌન ઉગારે. ? દાદા ! આયા૦ ૩
**નેમિ-લાવણ્યસૂરિ** ચરણોંકા, સેવક **દક્ષ** સહારે. દાદા ! આયા૦ ૪
નેક નજર કર તારો જિનજી ! દીન દયાલ દિલારે. દાદા ! આયા૦ ૫

## ૮૭ શ્રી અષ્ટપ્રકારી પૂજાનું સ્તવન (૪૭)

(મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા-એ રાહ)

વ્હાલી લાગે છે મને, જિનની સુપૂજના,
આપે આનંદ અપારરે-જિનવર કેરી સુપૂજના.
નિર્મળ જીવને, જિન ન્હવરાવતાં,
વિમળ જીવન ધારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૧
શમરસ ચંદને, ભક્તિનાં ફુલડે,
પૂજા નવ અંગે ઉદારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૨
સુધર્મધ્યાન ધૂપે, જ્ઞાન પ્રદીપે,
કુમતિ તિમીરને વારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૩
ક્ષમા અક્ષતનો, સ્વસ્તિક વિરચી,
ચઉગતિ ભ્રમણ નિવારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૪
ધરી મધુરવાક્ નૈવેદ્ય સારાં,
ધરજો સુભાવ ફળ ભારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૫
અષ્ટ પ્રકારી આ, પૂજા રચાવી,
આઠે કરમ કરો દૂરરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૬
**નેમિ-લાવણ્યસૂરિ**, **દક્ષ** સુશિક્ષા,
પામી તરો સંસારરે, જિનવર કેરી૦ વ્હાલી૦ ૭

## ૯૮ ઔપદેશિક-સામાન્ય જિનસ્તવન (૪૮)

( જવાદે જવાદે કિનારે કિનારે—એ રાહ. )

જગાદે જગાદે લગારે લગારે,
જગાદે જિણુંદ....કા ધ્યાન લગાદે. જગાદે....(ટેક)

નથી વાડી નથી ગાડી, નથી [૧]લાડી નથી [૨]માડી;
નથી કોઈ આવતી આડી, ધસે [૩]જબ મોતની [૪]ધાડી....જગાદે૦૧

જુઠી કાયા જુઠી માયા, જુઠી સંસારની છાયા;
ઘડા કાચા સમી કાયા, વિનશ્વર એ બધી માયા.

[૫]વિષય છે વિષના [૬]પ્યાલા, વિષમ [૭]ભૂજંગસા કાલા;
ભવોભવ [૮]આપદા વાલા, તજી સૌ મોહના આલા....જગાદે૦૨

બન્યા જે દાસ આશાના, દિસે [૯]છે દાસ તે જગના;
કરે જે દાસી આશાને, બને છે દાસ સૌ તેના.

મુસાફરખાનું આ દુનિયા, કરોડો છોડીને ચાલ્યા;
વળ્યા નહિં કોઈના વાળ્યા, ભયંકર [૧૦]કાળના ઝાલ્યા....જગાદે૦૩

હટે આફત તણાં વાદલ, તુટે મહા મોહની સાંકલ;
શમે સંસાર દાવાનલ, લગે જો ધ્યાનની હાકલ.

સમજજે ઝાંઝવા જેવા, જુઠા જ્યું સ્વપ્નના મેવા;
ખરે સંસારના સર્વે, વિલાસો ભોગના તેવા....જગાદે૦ ૪

---

૧ નારી-બૈરી. ૨ માતા. ૩ જ્યારે. ૪ મૃત્યુની ધાડ-યમરાજનો હુમલો. ૫ વિષયો-ભોગવિલાસો. ૬ ઝેરના પવાલા પીવા જેવા. ૭ ભયંકર કાળા નાગ જેવા. ૮ આપત્તિ-દુઃખદાઈ. ૯ દેખાય છે. ૧૦ જમરાજના.

"સનાતન સત્ય છે જગમાં, પ્રભુના ધ્યાનના મેવા;"
**નેમિ-લાવણ્ય**-[1]પદકજના, મધુકર[2]**દક્ષ**ના એવા.
વિચારી [3]ભાષિતો સર્વે, બની જિન ધ્યાનનો [4]હેવા;
નિરંતર ધ્યાનને ધરજે, વિમલસુખ[5]લ્હેઝતો લેવા.....જગાદે૦ ૫

## ૮૯ ઔપદેશિક-સામાન્ય જિન સ્તવન (૪૯)

(જન્મ લીયા તો જીલે બન્દે, ડરનેકા કયા કામ-
બંદે! જીવન હૈ સંગ્રામ-એ રાહ)

ચેત સકે તો ચેત લે ચેતન! ભજ લે પ્રભુ કા નામ-
ચેતન! જીવન હૈ ઉદ્દામ, ચેતન! જીવન હૈ ઉદ્દામ.
લે પ્રભુસે સુખધામ ચેતન! ભજકે જિનગુણગ્રામ. ચેતન!૦ (ટેક)
કયું સોતા તું, જાગ જરા તું,
જોબન હૈ મસ્તાન, ચેતન! જોબન હૈ મસ્તાન;
માત પિતા સુત દારા દુનિયા,
મતલબકી હૈ ખાન, ચેતન! મત૦ લે પ્રભુસે૦ ૧
સબ સુખ કા હૈ જિનજી દાતા,
એક ત્રાતા એક ભ્રાતા, ચેતન! એક૦
તન ધન જોબન બાદલ સરિખા,
પલ પલ લયકો પાતા, ચેતન! પલ૦, લે પ્રભુસે૦ ૨
ચેત અનાડી! ભજ પ્રભુ પાસા,
જબ તક ચલતા શ્વાસ, ચેતન! જબ૦
**નેમિ-લાવણ્યસૂરિ**કા દાસા
**દક્ષ** વચન સુન ખાસ, ચેતન! **દક્ષ**૦, લે પ્રભુસે૦ ૩

---

૧ ચરણકમળના. ૨ ભમરા સમાન મુનિ 'દક્ષ'ના. ૩ વચનો ૪ જિનેશ્વરના ધ્યાનની ટેવવાળો. ૫ મોક્ષસુખનો આનંદ.

## ૯૦ સામાન્ય જિન સ્તવન (૫૦)

(રાહ-ચલ ચલ રે નવજવાન)

ભજ ભજ રે! જિન સુજાન, ભજ ભજ રે જિન સુજાન!
જૂઠી માયા માન માન, ભજ રે જિન સુજાન. ભજ૦....૧
દેહ તેરા જાન, પતંગ રંગ સમાન,
ભજ જિનકા ચરન, આખીર વોહી શરન;
સાથી તેરા જિન સાંઈ, સ્વાર્થી ઔર જાન. ભજભજરે૦ ૨
જો તું જિન ભજેગા, સંસાર તરેગા,
બચેગી તેરી જાન, દક્ષ વચન માન;
સાથી તેરા જિન સાંઇ, સ્વાર્થી ઔર જાન. ભજભજરે૦ ૩

## ૯૧ શ્રી નવપદ(સિદ્ધચક્ર)જીનું સ્તવન (૫૧)

(રાહ-ચલ ચલ રે નવજવાન.)

નવપદકા ધરો ધ્યાન, નવપદકા ધરો ધ્યાન.
સબ ગુનોંકી ખાન જાન, પદકા ધરો ધ્યાન. નવપદ....૧
નમો અરિહંત, સિદ્ધ સૂરિ સંત,
વાચક મુનિ દર્શન, જ્ઞાન ચરન તપન;
નવપદ સમો હય નહીં, ઔર કોઇ ધ્યાન. નવપદકા....૨
શ્રીપાલ પરે જો, સિદ્ધચક્ર ભજે જો,
દક્ષ વો ઇનસાન, પાવેગા મુક્તિ સ્થાન,
નવપદ સમો હય નહીં ઔર કોઈ ધ્યાન. નવપદકા....૩

## ૯૨ નવપદમય શ્રી સિદ્ધચક્રજીનું સ્તવન (૫૨)

[રાહ-રખિયા બંધાવો ભૈયા]

નવપ....દ ધ્યાવો ભવિયાં! શિવપદ પા....વો....રે.
શિવપદ પા....વોરે, શિવપદ પા....વો....રે. નવપદ૦ (ટેક).
અરિહંત સિદ્ધ સૂરિ, વાચક સાધુ પૂરિ;
દર્શન જ્ઞાન ચારિત્ર, તપ પદ સે....વો....રે. નવપદ૦ ૧

નવ મંગલ દાતા, નવપદ સેવી સાતા,
પામ્યા અનંતા સંતા, છિનછિન સે....વો....રે. નવપદ૦ ૨
સિદ્ધ થયા ને થાતા, થાશે જે રંગે રાતા;
એ સર્વ નવપદ ધ્યાતા, છિન છિન સે....વો....રે. નવપદ૦ ૩
**નેમિ-લાવણ્ય**-સીસ, **દક્ષ** નમાવે સીસ;
શ્રી સિદ્ધચક્ર જગીસ, છિન છિન સે....વો....રે નવપદ૦ ૪

## ૯૩ શ્રી નવપદજીનું સ્તવન (૫૩)

(ગોકુલકે, વીર જપો, કૃષ્ણ નામકી માલા-એ રાહ)

સબ તજકે, ચિત્ત ધરો, નવપદ મંગલ માલા. (ટેક).
કર્મ દલો, સર્વ દલો, જન્મ મરણ દુઃખ વારો. સબ૦ ૧
જાપ જપો, પાપ ખપો, ખૂબ ધપો,
જિમ **શ્રીપાલકુમારો**. સબ૦ ૨
**દક્ષ** જનો!, મુક્ત બનો, ધરકે ધ્યાન રસાલા. સબ૦ ૩

## ૯૪ સામાન્ય જિનસ્તવન (૫૪)

(કાન્હા સબકો મોહે, મંગલરૂપ તુમારા-એ રાહ)

સારા જગકો મોહે, અનુપમ રૂપ તુમ્હારા....રે
આનંદ મંગલકારા....રે, અનુ૦ (ટેક)
દિલવર જિનવર જગસ્વામ!,
શાંતિનિકેતન જગઆધાર! સારા૦ ૧
સબ દેવોં મેં તું અવિકાર,
**દક્ષ**! હરો ભવ ફેરા. સારા૦ ૨
કર્મઝરો, બંધ કરો, હર મદ માયા,
પાવન કર હમ પ્યારા. સારા૦ ૩

## ૯૫ સામાન્ય જિન સ્તવન (૫૫)

(તું મેરી મૈયા, મેં લાલ તેરા, લો પહચાન-એ રાહ)

તું મેરા સૈયા, મૈં દાસ તેરા-હે કીરતાર !
તું મેરા સૈયા, મૈં દાસ તેરા-હે કીરતાર ! ૧
તું હિ હય ત્રાતા ! વિશ્વસખા !
દક્ષ ભવિક તુજ ભજતા. તું મેરા૦ ૨
ભક્તિ સિતારે, જિન ગુન ગાઉં,
દિલ ઉલસાઉં, શિવસુખ પાઉં,
બાજે રણુણુણુ-ગાજે ઘનનનન,
સોહં સોહં જપ રટતા. તું મેરા૦ ૩

## ૯૬ સામાન્ય જિન સ્તવન (૫૬)

[રાહ-ચોરતે ચોરતે ચારે બાજુ ચોર, કોઇ ધનનો ચોર૦]

સાચો છે સાચો છે તુંહિ સાચો દેવ,
કોઈ ક્રોધી દેવ, કોઈ માની દેવ, કોઈ માયી લોભી દેવ.
સાચો છે૦ (ટેક).
મોહસાગરમાં મગ્ન બન્યા છે, બીજા જગમાં દેવ;
દ્વેષ દાવા-નળથી બળીયા, બીજા જગમાં દેવ. સાચો૦ ૧
કામિની રંગી શસ્ત્રોસંગી, માલાંગી એ દેવ;
દોષ અઢાર નિવારક તારક, પાયક નિવર દેવ. સાચો૦ ૨
મુદ્રા તારી શાંતિસુધાની, ન્યારી ન્યારી દેવ;
સર્વ ગુણોનો ધામી સ્વામી, અંતર્યામી દેવ. સાચો૦ ૩
કોઇ બતાવે કોટિ કપટ તો, છોડું નહિં તુમ દેવ;
ચિંતામણી છોડી કોણ લેવે, પત્થર કરમાં દેવ. સાચો૦ ૪
સુરવિંદ વંદિત વંદન કરીને, માગું સદા તુજ સેવ;
નેમિ-લાવણ્ય સેવક દક્ષની, અરજી ધારો દેવ. સાચો૦ ૫

## ૯૭ બરવાળા મંડનશ્રી પદ્મ પ્રભજિન સ્તવન (૫૭)

(રાહ-મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા)

પદ્મપ્રભ પદ,-પદ્મે હું પ્રણમું, ભવ્ય ભ્રમર સુખદાય રે,
બરવાળા મંડન પ્રણમું. પદ્મ૦
ઉત્તમ ગુણ કેરી, ઉત્તમ ગંધો; જેહ માંહી મહકાય રે. બર૦ પદ્મ૦ ૨
જસ ગુણ પદ્મો, નિશિદિન સોહે; વિબુધ માનસ માંયરે. બર૦ પદ્મ૦૩
મુજ મન મધુકર, લીન બન્યો છે; લેવાને મુકિત મરંદરે. બર૦પદ્મ૦૪
**નેમિ-લાવણ્યસૂરિ-દક્ષ** લહે છે;
ભકિત ગુણ પદ્મ સુગંધ રે. બરવાળા૦ પદ્મ૦ ૫

## ૯૮ શાંતિ જિણંદ પ્રતિષ્ઠા સ્તવન (૫૮)

(રાગ-કિસને છીના હૈ મેરા પ્યારા વતન, પ્યારા વતન મેરા૦)

ગોધરા-મંડન વંદો શાંતિ જિણંદ,
શાંતિ જિણંદ, વંદો શાંતિ જિણંદ. (ટેક)
જિસકી સેવાસે લાખો ભવ તર ગયે, કર્મોંકી ફોજોંકો જીત કર ગયે,
જો ચક્રવર્તિ ઓર જિનવર ભયે, જિનબિંબ સંપ્રતિ ભૂપ ભર ગયે,
સુરપતિ સેવિત જિનકા ચરન....શાંતિ૦ ૧
પ્રતિષ્ઠા મહોત્સવ અપૂર્વ કરો, ચંગ ઉમંગ રંગમંડપ કરો,
ધવલ મંગલ ગીત ગાન કરો, શ્રદ્ધા મેવાસે સંઘસેવા કરો,
જલદી હોગા ભવસાગર તરન....શાંતિ૦ ૨
મૈત્રિકા ઝંડા લેકે એકતા કરો, પ્રમોદ પતાકા ફરકાયા કરો,
કારૂણ્યકે તુમ તોરણ ધરો, માધ્યસ્થ્ય હારતોરા કર ધરો;
દૂર હો જિનસે જન્મ મરન....શાંતિ૦ ૩
ભક્તિ-રતિ-મતિ-બત્તિયાં કરો, સમકિત કેરી રોશની ધરો,
ભેરી જલ્લરી તૂર નાદકો કરો, ચારિત્રભાવકા ચામર ધરો,
તખ્ત પર આતે હેં અચિરા-નંદન....શાંતિ૦ ૪

આનંદ મંગલ આજ વધાઇ, ગોધરા કેરી કીર્તિ સવાઈ,
વિશ્વસેન સુત હૈં સુખદાઇ, વિશ્વવિનાયક વિશ્વકે ભાઈ,
નેમિ-લાવણ્ય-દક્ષ શરન....શાંતિ૦ ૫

---

પ૦ પૂજ્ય શાસનસમ્રાટ્ શ્રીમદ્ વિજય **નેમિસૂરીશ્વર પટ્ટાલંકાર** શાસન પ્રભાવક પ૦ પૂ૦ આ૦ શ્રીમદ્ વિજય **લાવણ્યસૂરીશ્વરજી** મહારાજશ્રીના ૧૯૯૯ ની સાલના ચાતુર્માસ પરાવર્તન નિમિત્તે ધનાસુતારની પોળમાં-લાવરી પોળના પંચ તરફથી ઉજવાયેલ અટ્ઠાઈમહોત્સવ પ્રસંગે-ગવાયેલ.

## ૯૯ શ્રી વીર જન્મકલ્યાણક સ્તવન (૫૯)

[રાહ-મીઠા લાગ્યા છે મને આજના ઉજાગરા]

**વીર** જિનેશ્વર! જગપરમેશ્વર! જન્મ કલ્યાણક આજ રે,
આનંદ મંગલકારી.

ત્રિશલાનંદન પાપનિકંદન,
દર્શન નયનાનંદ રે........આનંદ મંગલકારી. વીર૦૧
ચૈત્ર સુદ તેરશે જન્યા શ્રી વીરજી,
મધ્ય રાત્રે જયકાર રે. આનંદ મંગલકારી વીર૦ ૨
ત્રણ ભુવનમાં ઉદ્યોત પ્રસર્યો,
નારકી પણ સુખી થાય રે. આનંદ મંગલકારી વીર૦ ૩
સુગંધી વાયરા દશે દિશામાં,
સુખદાયી ખુબ વાય રે. આનંદ મંગલકારી વીર૦ ૪
છપ્પન દિગ કુમારીકાઓ આવી,
જન્મ ક્રિયા કરે ચંગ રે. આનંદ મંગલકારી વીર૦ ૫
ચોસઠ ઇંદ્રો મેરૂગિરિ ઉપરે,
રંગે કરે અભિષેક રે. આનંદ મંગલકારી વીર૦ ૬
ઇંદ્ર ઇંદ્રાણી વળી દેવને દેવીઓ,
રાસ રમે ઉછરંગ રે. આનંદ મંગલકારી વીર૦ ૭

ચરણ અંગુઠે મેરૂ કંપાવ્યો,
શક્ર શંકા દુર થાય રે. આ૦ વીર૦ ૮
તપગચ્છનાયક **નેમિસૂરીશ્વર,**
શાસનના સમ્રાટ રે. આ૦ વીર૦ ૯
તસપટ્ટધર, **લાવણ્ય સૂરીશ્વર,**
શાસન કેરા સ્થંભ રે. આ૦ વીર૦ ૧૦
ઓગણી નવાણુંનું **ચોમાસુ બદલાવે,**
**લાવરીપોળનું પંચ રે.** આ૦ વીર૦ ૧૧
તે પ્રસંગે અઠ્ઠાઈ ઓચ્છવ,
ઉછરંગે ઉજવાય રે. આ૦ વીર૦ ૧૨
બે હજારના વિક્રમ વર્ષે,
કાર્તિક છઠ્ઠે શુદ્ધ રે. આ૦ વીર૦ ૧૩
કલ્યાણુકારી જન્મ કલ્યાણુક,
ઉજવ્યું સંઘે ઉમંગ રે. આ૦ વીર૦ ૧૪
**વાસુપૂજય સ્વામી** કેરા પ્રતાપે,
વર્ત્યો છે જય જયકાર રે. આ૦ વીર૦ ૧૫
**નેમિ-લાવણ્યસૂરિ,**-પદ કજ મધુકર,
**દક્ષ** કહે મન ચંગ રે, આ૦ વીર૦ ૧૬

---

॥ ઈતિ શાસનસમ્રાટ-સૂરિચક્રચક્રવર્તિ-સર્વતન્ત્રસ્વતન્ત્ર-તીર્થોદ્ધારૈકદક્ષ-ક્ષમાપાલાલિમાલાસેવિતપાદપદ્મ-બ્રહ્મસદ્મ-જગદ્ગુરૂ-ભટ્ટારકાચાર્યવર્ય-શ્રીમદ્વિજય**નેમિસૂરીશ્વર**-પટ્ટાલંકાર-વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન-શાસ્ત્રવિશારદ-સાક્ષરશિરોમણિ-ભટ્ટારકાચાર્ય-શ્રીમદ્વિજય-**લાવણ્યસૂરીશ્વર**-વરચરણારવિન્દમિલિન્દ-મુનિ...**દક્ષવિજય**....વિરચિતાયાં **સંગીતસરિતાયાં દ્વિતીય-તરંગ: સમાપ્ત:** ॥

॥ ॐ अर्हं श्रीजिनेन्द्राय नमो नमः ॥

# જિન સંગીત સરિતા.

## તૃતીય તરંગ.

---

## શ્રી નૂતન જિનસ્તવન–ચોવીશી.

### મંગલાચરણમ્. (હરિગીત છંદ)

પ્રણમી પ્રણયે ત્રૈણ કરણે કારણે મંગલ તણા,
**ચોવીશ જિનને** જે સદા સુખ સંપદા દાતા ઘણા;
જગપૂજ્યના પણ પૂજ્ય જેને પૂજ્યભાવે પૂજતા,
સહુ દેવમાં દેવાધિદેવા મોક્ષ મેવા આપતા. (૧)

કલ્લોલ મંગલ જલ તણી [1]કલ્લોલિની મલ–હારિણી,
[2]તરણી–સમાણી તારિણી ભવ–સિંધુની તમ–વારિણી;
અગણિત–ગુણ–મણી–ખાણી **વાણી** [3]સ્રાવિણી અમૃત તણી,
જિનરાજ [4]વદનાદ્રિ તણી હૃદયે ધરી કુમતિ હણી. (૨)

**સ્થંભનપતિ** શ્રીપાર્શ્વપતિ[5] શ્રીપાર્શ્વજિનપતિને સ્મરી;
તપગચ્છનાયક **નેમિસૂરિ–રાજને** વંદન કરી;
ગુરૂરાજ **શ્રીલાવણ્યસૂરિ–રાયને** હૃદયે ધરી,
**ચોવીશી** વિરચું **દક્ષ** હું જિનરાજના સ્તવને કરી. (૩)

---

૧ નદી. ૨ નૌકા સમાન, અથવા સૂર્યસમાન. ૩ ઝરાવનારી. ૪ જિનરાજના મુખરૂપી પર્વતથી નીકળેલી. ૫ પાર્શ્વ નામના યક્ષના સ્વામી.

## ૧૦૦. શ્રી કેસરીયાજી-આદિ જિન સ્તવન (૧)

(ગઝલ)

કેસરીયાનાથ કા વંદન, અનાદિ પાપ નિકંદન;
ધુલેવા [૧]ગાંવ કે મંડન, મરૂદેવીજી કે નંદન. કેસરીયા૦ (ટેક)
કેસરકે [૨]ઢેરસે પૂજિત, કેસરીયા નામ હૈ [૩]પૂનિત;
[૪]અઠારહ વર્ણસે વંદિત, [૫]ભૂપાલોંસે સદા સેવિત. કેસરીયા૦ ૧
પ્રતિમા હૈ ચમત્કારી, જિસે હૈં તીર્થ યહ ભારી;
સભી દેશોંકે નરનારી, પૂજનસે લાભ લે ભારી. કેસરીયા૦ ૨
પતિતપાવન તરન-તારન, દુઃખીકે દુઃખ નિવારન;
અનાથોંકે સદા પાલન, કરો ભવ પાર ઉતારન. કેસરીયા૦ ૩
તુંહિ હૈ આદિ ભૂપેશ, તુંહિ હૈ આદિ યોગીશ;
તુંહિ હૈ આદિ તીર્થેશ, તુંહિ હૈ આદિ દેવેશ. કેસરીયા૦ ૪
**નેમિ-લાવણ્ય** ચરણોંકા, ઉપાસક **દક્ષ** ગાવત હૈ;
જિણંદકી ભકિત નૌકાસે, [૬]ભવોદધિ પાર પાવત હૈ. કેસરીયા૦ ૫

## ૧૦૧. શ્રી અજિતજિન સ્તવન. (૨)

( પૂછે મને તો હું કહું દિલદાર હો તો આવી હો-એ રાહ )

મૂર્તિ તારી નિર્વિકારી, હિતકાર હો તો આ....વી હો....
દેખી નૈનાનંદકારી, મનહાર હો તો આ....વી હો....મૂર્તિ૦૧

---

૧ ગામ. ૨ ઢગલાથી. ૩ પવિત્ર. ૪ અઢારે જાતીઓથી, યા તમામ આલમથી. ૫ રાજાઓથી અથવા ભૂપાલસિંહ નામના આધુનિક મહારાણાથી સેવિત, કે જેમના પિતા મર્હુમ મહારાણા શ્રી ફતેસિંહજીએ ૨૩૫૦૦૦ બે લાખ પાંત્રીશ હજાર રૂપિઆનો મુકુટ શ્રી કેસરીયાજીને મસ્તકે ચડાવ્યો હતો. જેઓ કેસરીયાજી ભગવાનની પરમભક્તિથી શ્વેતાંબરીય વિધિપૂર્વક પૂજા પણ કરતા હતા. ૬ સંસારરૂપી સમુદ્ર.

મદ મોહ માયા વારતી, વીતરાગતા અપનાવતી;
શમ-સુધા પીવરાવતી, અમીધાર હો તો આ....વી હો....મૂર્તિ૦ ૨
[1]શિવપંથને ઉજીયાલતી, આનંદ ચંદની ખીલતી,
[2]કલ્યાણ રસને ઝીલતી, રસદાર હો તો આ....વી હો....મૂર્તિ૦ ૩
અજીત પદવી વિશ્વમાંહિ, અજિત જિનની છે સહી;
ઉપમા બધી જીતી રહી, જયકાર હો તો આ....વી હો....મૂર્તિ૦ ૪
**નેમિ-લાવણ્ય-દક્ષે** સ્તવી, [3]શિવશર્મની એ અનુભવી;
સેવે સદૈવ સવી ભવી, શિવકાર હો તો આ...વી હો....મૂર્તિ૦ ૫

## ૧૦૨. શ્રી સંભવજિન સ્તવન. (૩)

**( નાગર વેલીઓ રોપાવ, તારા રાજમહેલોમાં-એ રાહ )**

સંભવ દેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં;
દેવાધિદેવને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં. (ટેક)
ભક્તિ સુધારસ ઝીલી, આતમ ધ્યાનથી ખીલી;
શ્રદ્ધા જ્યોતિઓ જગાવ, તારા ચિત્ત-મંદિરમાં. સંભવ૦ ૧
શ્રાવસ્તિ નગરી જાયા, જેની કંચન-વર્ણી કાયા;
સોનાનંદને વસાવ, તારા ચિત્ત-મંદિરમાં. સંભવ૦ ૨
દિલવર દિલ વસાઇ, હટાઇ કષાય કસાઇ;
જયણા તોરણ બંધાવ, તારા ચિત્ત-મંદિરમાં. સંભવ૦ ૩
અનંત ગુણાકર સેવા, કર શિવ-મેવા લેવા;
મંગળ ઘંટડી બજાવ, તારા ચિત-મંદિરમાં. સંભવ૦ ૪
**નેમિસૂરીશ્વરરાયા**, પ્રણમી **લાવણ્યસૂરિ**પાયા;
**દક્ષ**-જીવન ઉદ્ધાર, તારા ચિત્ત-મંદિરમાં. સંભવ૦ ૫

---

૧ મોક્ષમાર્ગને. ૨ હિત અથવા સુવર્ણ રસને. ૩ મુક્તના સુખની.

## ૧૦૩. શ્રી અભિનંદન જિન-સ્તવન (૪)

(જેવી કરે છે કરણી, તેવી તરત ફળે છે-એ રાહ)

જિણંદ ચંદ વાણી, અનુપમ [૧]અમી [૨]સમી છે;
ગુણરત્ન કેરી ખાણી, [૩]બુધ-માનસે રમી છે. જિણંદ૦ (૧)
મીઠાશ જેની જાણી, [૪]ગર્વો બધા ગળે છે;
જસ પાન કાને કરતાં, ભવ-વ્યાધિઓ ટળે છે. જિણંદ૦ (૨)
પશુઓ જે ચાવે [૫]તરણાં, સાકર શરણુ ધરે છે;
શરમાઈ મીઠી દ્રાક્ષો, વનવાસને કરે છે. જિણંદ૦ (૩)
[૬]પીલુમાં પીલાઈ [૭]ઇક્ષુ, અભિમાનને તજે છે;
[૮]અભિનંદનીય તે છે, [૯]અભિવંદનીય જે છે. જિણંદ (૪)
નેમિ-લાવણ્ય-ચરણે, શરણે રહી [૧૦]ભણે છે;
જિનવાણી નાવ સંગે, ભવતીર દક્ષ લે છે. જિણંદ૦ (૫)

## ૧૦૪. શ્રી સુમતિજિન સ્તવન. (૫)

(જાઓ જાઓ, એ મેરે સાધુ,-એ રાહ)

સેવો સેવો, પ્રેમેરે પ્રાણી, સાચો [૧૧]સુમતિ સંગ
કાલ યમ જબ આયગા એક દિન-પ્રાણ ચલે પરલોગ;
તન ધન જોબન સબ પરિવારા, કોઇ ન આવે સંગ-સેવો સેવો૦૧
અનંગ[૧૨] [૧૩]ભૂજંગસે જંગ[૧૪] જગા હૈ, ઝહર બસા જગ અંગ;
સુમતિ સંગ સુધારસ પાને, વમત હલાહલ[૧૫] ઢંગ-સેવો સેવો૦૨

---

૧ અમૃત. ૨ સરખી ૩ દેવો અથવા પંડિતોના હૃદયમાં. ૪ અહંકાર. ૫ ઘાસ. ૬ યંત્રમાં. ૭ શેરડી ૮ તે ચોથા અભિનંદન સ્વામીની વાણી છે; અથવા અભિનંદન એટલે પ્રસંસાને લાયક તે વાણી છે. ૯ ભક્તિબહુમાન પૂર્વક વંદન કરવા લાયક. ૧૦ કહે છે. ૧૧ સુમતિનાથ ભગવાન્ અથવા સદ્બુદ્ધિ યા નિર્મળ ભાવના, તેનો સંગ-સોબત-પરિચય. (આવી રીતે હરેક સુમતિ શબ્દમાં સમજવું.) ૧૨ કામદેવ અર્થાત્ વિષયવાસના. ૧૩ સર્પ. ૧૪ યુદ્ધ-સંગ્રામ. ૧૫ ઝેર.

સુમતિ જિનકે સંગે રંગે, ઝીલના સુમતિ ગંગ;[1]
કુમતિ તુરંગ[2] કે તંગ[3] કો તજકે, કરના માનસ[4] ચંગ[5]
સેવો સેવો૦
સમેત શિખરપે શિવપદ [6]પાકે, શાન્ત કીયા ભવરંગ[7];
સુમતિ-કેસરી[8] દીલ બસાકે, હરના કર્મ કુરંગ.[9]-
સેવો સેવો૦ ૪
મંગલાનંદકે[10] સંગ પ્રસંગે, આનંદ મંગલ રંગ;
**નેમિ-લાવણ્ય** સેવક **દક્ષ**કી, શોષત કુમતિ [11]તરંગ.-
સેવો સેવો૦ ૫

## ૧૦૫. શ્રી પદ્મપ્રભજિન સ્તવન. (૬)

### ( બાબા, મનકી આંખે ખોલ-એ રાહ )

પ્યારા જ્ઞાન ખજાના ખોલ, જ્ઞાન ખજાના ખોલ. પ્યારા૦(ટેક)
અખુટ ખજાના તેરા ખાસા, અનંત ગુણોંકા હૈ વાસા;
જગમેં દાતા, જગમેં ત્રાતા, તીન રતન સેવકકો દે કે,
કરના ઋદ્ધિ કલ્લોલ. પ્યારા૦ ૧
અનંત કેવલ દર્શનધારી, ગુણ-રયણ-રયણાર[12] ભારી;
તુજ મહિમા હૈ અપરંપારી, કરૂણાસાગર કરૂણા લાકર,
હરદે દુઃખ-દંદોલ. પ્યારા૦ ૨
[13]પંકજ જ્યું જલ [14]પંકસે ન્યારા, વૈસે તું હૈ ભોગ કર્મસે ન્યારા;
પદ્મપ્રભુ મેરે પ્રાણસે પ્યારા, મુજ મન[15]પદ્મદલોં વિકસા કર,
જ્ઞાન સુધારસ ઢોલ. પ્યારા૦ ૩

---

૧ ગંગા નદી. ૨ ઘોડો ૩ લગામ. ૪ મન. ૫ પવિત્ર. ૬ પામીને. ૭ સંસારના રંગો એટલે જન્મમરણાદિક. ૮ સુમતિરૂપી કેસરીસિંહ. ૯ હરણ-મૃગ. ૧૦ મંગલામાતાના પુત્રના. ૧૧ કુમતિરૂપી જળની છોળો. ૧૨ ગુણરત્નોના સાગર. ૧૩ કમળ. ૧૪ કાદવકીચડથી. ૧૫ હૃદયકમળ પત્રો.

બુધ [1]માનસમેં નિશદિન સોહે, તુજ ગુણપદ્મો જગજન મોહે;
મુજ મન [2]મધુકર લીનો નેહે, અનુપમ પ્રેમ [3]મરંદ બહા કર,
[4]રંગ લગાઓ ચોલ. પ્યારા૦ ૪
**નેમિસૂરીશ્વર** પટ્ટપ્રદીપક, ગુરૂ **લાવણ્યસૂરિ** પય સેવક;
**દક્ષ** સદા કર જોડ કહત હૈ, મોહ મહા માતંગ[6] ભગા કર,
મુક્તિ દે અનમોલ. પ્યારા૦ ૫

## ૧૦૬. સુપાર્શ્વજિન સ્તવન. (૭)

**(રાહ-હૃદયમાં સ્નેહ સાચો ત્યાં, જીવનનાં માન ઓછાં છે.)**

[ ગઝલ ]

જગતમાં દેવ સાચો તું, તુંહિ જગતાજ મોટો છે;
તુંહિ જિનરાજ તુઠે ત્યાં, જીવન આદર્શ મોટો છે. જગ૦(ટેક)
મોટાનો આશરો મોટો, ખજાને કો નહિ તોટો;
અનેરો[7] આશરો ખોટો, તુંહિ ભવઝાજ મોટો છે. જગ૦ ૧
તુંહિ ત્રાતા તુંહિ ભ્રાતા, તુંહિ શિવશર્મનો[8] દાતા;
તુંહિ તીન કાળનો જ્ઞાતા, તુંહિ શિરતાજ મોટો છે. જગ૦ ૨
ચખાડી પ્રેમના ભાતા, ભવિક મન આપતા શાતા;
ખપાવો કર્મના ખાતા, તુંહિં જગતાત મોટો છે. જગ૦ ૩

સાખી

લોઢું મટી સોનું બને, પારસ મણીની પાસ;
પ્રભુ **સુપાર્શ્વ**ના સંગથી, તિમ કલ્યાણ[9] વિલાસ. જગ૦ ૪

---

૧ દેવ અથવા પંડિત પુરૂષોના માનસમાં-મન-સરોવરમાં. ૨ ભમરો. ૩ પ્રેમરૂપી સુગંધિ ફુલનો મધુર રસ. ૪ પ્રેમ. ૫ ઘણી લાલીવાળો પાકો રંગ, જે અન્તસમય સુધી પણ તેવોજ રહે છે (આવો ચોળમજીઠનો રંગ કહેવાય છે). ૬ હાથી અથવા ચંડાળ. ૭ બીજાનો. ૮ મુક્તિસુખને આપનાર. ૯ હિત અથવા સુવર્ણનો.

સાખી

**નેમિ લાવણ્ય** સેવના, કરતાં મન ઉલ્લાસ;
નિશદિન શિશુ **દક્ષ**ના, કાપો કર્મ-કંકાસ. જગ૦ ૫

## ૧૦૭. શ્રી ચંદ્રપ્રભજિન-સ્તવન (૮)

**[મૈં બનકી ચીડીયા બનકે બન બન બોલું રે-એ રાહ]**

મૈં ચંદ્રપ્રભુ મુખચંદ પુનમચંદ ધ્યા....વું....રે.
મૈં જિનકા સંગી બનકે દિલ ઉલસા....વું....રે.
મૈં કાલ છાલ[1] છટકાવું, નહિં મોહ પાશમેં આવું,
મૈં બાલ બાલ, કર પાલ પાલ, દિલવર જિન દિલ લાવું,
ગુણ ગુણ ગા....વું....રે. મૈં ચંદ્ર૦ ૧

મૈં ચંદ્રપુરી નભ[2]-ચંદ જિણંદપદ ધ્યા....વું....રે.
મૈં ચિત્તચકોર કે ચંદ જિણંદચંદ ગા....વું....રે.
મૈં [3]આલપાલ વિલસાવું, નહિ ભવ [4]ભાલ મૈં પાવું,
દુઃખ ટાલ ટાલ, હર કાલ [5]વ્યાલ, પલપલમેં મંગલ પાવું,
ગુણ ગુણ ગા....વું....રે. મૈં ચંદ્ર૦ ૨

મૈં **નેમિ-લાવણ્ય**-સેવક, **દક્ષ** કહા....વું....રે.
મૈં તાલ તાલ ગુન ગાવું, મૈં મન [6]કજકો વિકસાવું,
ધર વ્હાલ વ્હાલ, કર ન્યાલ ન્યાલ, મૈં નિશદિન શીશ નમાવું,
ગુણ ગુણ ગા....વું....રે. મૈં ચંદ્ર૦ ૩

---

૧ યમરાજના સંગને નસાડું, યા પાછળ પડેલા મૃત્યુને હટાવું. ૨ આકાશ. ૩ સેવાભક્તિ. ૪ વૃક્ષો તથા પાણી વિનાનું શૂન્ય જંગલ. ૫ વાઘ, ચંડાળ. ૬ કમળને.

## ૧૦૮. શ્રી સુવિધિજિન-સ્તવન (૯)

(પૂજારી મોરે મંદીરમેં આવો—એ રાહ)

ભવી....યા....! સુવિધિ જિનકો ધ્યાવો,
ભવી....યા....! સુવિધિ જિનકો ધ્યાવો-(ટેક)
પ્રેમે ભક્તિ સુધા ગંગામેં, જીવન નાવ ચલાવો.-ભવિયા૦ ૧
[૧]મધુકર જ્યું પ્રીતિ [૨]માલતી, ત્યું પ્રભુ પ્રીતિ જગાવો....;
જિનસે પાવો [૩]શમસુખ કો તુમ, [૪]સુવિધિ-રંગ લગાવો.-ભ૦૨
[૫]ભવવન-કષ્ટ ભયો જ્યું નાસે, રંગે યે જિન ગા....વો....;
ધ્યાન ધરી નીરખીર પરે તુમ, જ્યોતિસે જ્યોતિ મિલાવો. ભ૦ ૩
ભક્ત કુમુદ[૬]કું ચંદ્રવદન હૈ, આનંદ મંગલ પાવો;
અધ્યાતમ ધ્યાન સુધારસ ધારા, અપને [૭]ઘટમેં બહાવો. ભ૦ ૪
**નેમિ-લાવણ્ય** સેવક **દક્ષ**કા, નમ્ર કથન દિલ લાવો;
[૮]સુવિધિ સુધાકર ચરણ સુધાસે, [૯]અજરામર પદ પાવો. ભ૦ ૫

## ૧૦૯. શ્રી શીતલજિન-સ્તવન (૧૦)

(વાલમ આય વસો મોરે મનમેં૦-એ રાહ)

શી....ત....લ....ના....થ, રહો મોરે દિલમેં.
શી....ત....લ....ના....થ, રહો મોરે દિલમેં. (ટેક૦)
સોવન કા....યા, તુમ હી....પા....એ.
તુમ ગુન રસીયા, [૧૧]સુરપતિ ગાવે,

૧ ભમરો. ૨ મોગરાની જાતનું ફુલ. ૩ સમતા સુખ અથવા ઇંદ્રિયોને દમન કરવાથી ઉપ્તન્ન થતું સુખ. ૪ સુવિધિનાથ ભગવાનની સાથેનો પ્રેમ, અથવા સદ્વિધિ ક્રિયાકાંડાદિ પ્રત્યે અભિરૂચિ. ૫ સંસારરૂપી અરણ્ય. ૬ ચંદ્રવિકાસી કમળ. ૭ હૃદયમાં. ૮ સુવિધિનાથ રૂપી ચંદ્રના કીરણોમાંથી ઝરતા અમૃતના પાનથી અર્થાત્ સુવિધિચંદ્રના ચરણામૃતથી ૯. મોક્ષપદ ૧૦ સુવર્ણવર્ણી. ૧૧ ઇંદ્ર.

[1]દઢરથ-નંદા...નંદ તુઠત જબ, આનંદ મંગલ પલમેં. શી૦ ૧
શીતલતા સોહે તુજ ભારી, ભવમેં [2]ભવદવ દહન નિવારી;
શીતલ છાયા [3]છાય રહી હૈ, જિનકે લોચન [4]દલમેં. શી૦૨
મોહ મહા [5]વડવાનલ વારી, સમેતશિખરપે શિવપદ ધારી;
શીતલ ! શીતલ ચંદ-ચંદન સે, સોહત લોક સકલમેં. શી૦૩
જગમેં મેરો તું હિતકારી, આનંદકારી જગ ઉપકારી;
શીતલ! શીતલ જ્યોતિ જગાદો, અમ [6]અન્તર-નભતલમેં.શી૦૪
**નેમિસૂરીશ્વર** પટ્ટ [7]પ્રભાકર, **ગુરૂ લાવણ્યસૂરીશ્વર** કિંકર;
**દક્ષ** ચકોર કે ચંદ્ર શીતલ જિન !, ગુણ ગાવું પલપલમેં.શી૦૫

## ૧૧૦ શ્રી શ્રેયાંસનાથ જિન સ્તવન (૧૧)

(ઝટ જાઓ, ચંદનહાર લાવો-એ રાહ)

નિત આપો, શ્રેયાંસનાથ આપો, શ્રેય-અંશ આપોને;
રંગ લાગ્યો શ્રેયસ્કર તારો, સેવક કષ્ટ કા....પોને. (અંચલી)

**સાખી**—સુર અસુર નર નાયકો, સેવક તારે અનેક;
શ્રેય-પદવી-દાયક ! વિભો !, અમારે આધાર તું એકરે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૧

**સાખી**—શ્રેય-વિધાયક શાશ્વતો, તુમ ગુણ રત્ન ભંડાર;
ગુણ એક આપી પ્રેમથી, રંક જીવન ઉદ્ધાર રે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૨

**સાખી**-(પ્રભુ) ભક્તિ અધિકી મુક્તિથી, એ અમ રંગ અભંગ;
ચમક ખેંચે જિમ લોહને, તિમ ભક્તિમુક્તિનો પ્રસંગરે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૩

---

૧ દઢરથરાજા અને નંદારાણીના પુત્ર. ૨ સંસારરૂપ દાવાનલ. ૩ પ્રસરી રહી છે. ૪ બન્ને આંખોમાં. ૫ દરિયામાં ઉત્પન્ન થતો અગ્નિ. ૬ અમારા હૃદયરૂપી આકાશના તલમાં. ૭ સૂર્ય.

**સાખી**—તરણ તારણ જગતાજ તું, ભવજલધિમાં જહાજ;
કાજ અમારાં સારીને, શિવપુરીનું દે....જો રાજ રે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૪

**સાખી**-પ્રણમી **નેમિસૂરિશ્વરા**, વળી ગુરૂ **લાવણ્યમુણિંદ**;
**દક્ષ** શિશુ એમ વીનવે, શ્રીશ્રેયાંસનાથ જિણંદ રે-
સેવક કષ્ટ કા....પોને. નિત૦ ૫

## ૧૧૧. શ્રી વાસુપૂજ્ય જિન સ્તવન (૧૨)

**( મથુરામાં ખેલ ખેલી આવ્યા, હો કા...ન !-એ રાહ )**

[૧]વસુપૂજ્ય-રાય જયા જાયા, હો જી....વ ! વાસુપૂજ્ય પાયા;
[૨]વાસવ-પૂજ્ય જે પૂજ્ય જગતના, [૩]શિરતાજ આજ પાયા.
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૧

કામિત-પૂરણ પૂરણ-પુણ્યે, કામકુંભ કામધેનુ પાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૨

[૫]ભાવઠ ભવની આજ મારી ભાંગી, ચિંતામણી ચિત્ત [૬]ઠાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૩

મનોમંદીરમાં સુરતરૂ [૭]ફાલ્યો, આંગણે અમી વરસાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૪

માનવભવ મેં પાવન કીનો, ભક્તિ-દીપક પ્રકટાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૫

[૮]વાસરમણી સમ વાસુપૂજ્ય પૂજી, [૯]મનપંકજ વિકસાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૬

---

૧ વસુપૂજ્યરાજા અને જયારાણીના સુપુત્ર. ૨ ઈંદ્ર. ૩ માથાના મુગટ. ૪ ઇચ્છિત. ૫ ઉપાધિ જંજાળ-ક્લેશ. ૬ સ્થાપન કર્યા. ૭ નવપલ્લવિત થયો, અર્થાત્ ચોમેરથી ફળફુળ વાળો થયો. ૮ સૂર્ય. ૯ મનરૂપી કમળ.

[1]સુમનની [2]સુવાસના-માળાપહેરાવી, વાસો[3]કુવાસના ભગાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૭
[4]વસુપુંજ–પૂજિત પ્રેમે વધાવી, કલ્યાણ મંગલ લાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૮
**નેમિ-લાવણ્ય–પય–સેવક દક્ષે**, જિણંદ ગુણ ગણ ગાયા,
હો જીવ ! વાસુપૂજ્ય પાયા૦ ૯

## ૧૧૨. શ્રી વિમળનાથ-જિન સ્તવન (૧૩)

( બુલ બુલ અમારૂં ઉડી ગયું ત્યાં–એ રાહ.)
[ કાલી કમલી વાલીયાં...ઈત્યાદિ રાહમાં પણ ગવાય છે. ]

[5]**વિમળદર્શન** મળી ગયું ત્યાં, [6]**વિમળદર્શન** [7]હળી ગયું.
વિમળ અમારૂં મન થયું ત્યાં, [8]વમળ ભવનું ટળી ગયું. (અંચલી)
વિમળ જિનના વિમળ રાગે, વિમળ મતિની જ્યોતિ જાગે;
કુમતિ [9]તમ [10]અમ બળી ગયું.–વિમળ૦ (૧)
વિમળ જિન નિજ ગુણ [11]કટારે, કર્મ [12]કટક વિકરાળ વિદારે;
જન્મ મરણ દુઃખ ટળી ગયું.–વિમળ૦ (૨)
[13]સજળ [14]જળધર જળની ધારા, ભવિક [15]કળાકર આનંદ કારા;
વિમળ [16]જીવન મળી ગયું.–વિમળ૦ (૩)

---

૧ ફુલ અથવા સુંદર મનની. ૨ શુભભાવનાઓ અથવા સુગંધ. ૩ નીચભાવના, અથવા દુર્ગન્ધ. ૪ ધનપુંજ અર્થાત્ પુષ્કળ લક્ષ્મી. ૫ વિમળનાથ ભગવાનનું પવિત્ર દર્શન, શ્રી વીતરાગ દર્શન અથવા મત, યાને નિર્મળ દર્શન. ૬ નિર્મળ શ્રદ્ધા=સમ્યક્ત્વ. ૭ આમ થયું. ૮ આવર્ત=સંસાર સમુદ્રની ભમરીમાં ભમવું તે. ૯ અંધારૂં. ૧૦ અમારૂં. ૧૧ બે બાજુ ધાર અને છેડે અણીવાળુ હથિયાર. ૧૨ સેના. ૧૩ જળ સહિત=જળથી પરિપૂર્ણ ૧૪ મેઘ. ૧૫ મોર. ૧૬ જીવન=પાણી યા જીંદગી.

વિમળ [૧]સોવન [૨]વાન ગાને, વિમળ તાને વિમળ ધ્યાને;
અચળ વિમળ [૩]પદ મળી ગયું.-વિમળ૦ ૪
અકળ [૪]કળાધર જિનજી જોજો, અમી નજરથી અમર કરજો,
ચિત્તચકોર જ્યાં હળી ગયું. વિમળ૦ (૫)
**નેમિ-લાવણ્ય** પય વિમળ શરણે, વિમળ જિનના વિમળચરણે;
**દક્ષ** શિશુ શિર લળી ગયું-વિમળ૦ (૬)

## ૧૧૩ શ્રી અનન્ત જિન સ્તવન (૧૪)

**(રાહ-મૈં અરજ કરૂં શિર નામી, પ્રભુ કર જોડ જોડ જોડ.)**

મૈં વંદુ અનંત ગુણ ધામી, શિર કર જોડ જોડ જોડ,
મૈં નમન કરૂં જગસ્વામી, પુર મન [૫]કોડ કોડ કોડ-(અંચલી.)
નયરી અયોધ્યા સ્વામી, સિંહસેન કુલ [૬]શશિ નામી;
સુયશાસુત અંતરયામી, અંતર ખોલ ખોલ ખોલ. મૈં૦ ૧
દુષ્ટ વિષય વિષ વામી, [૭]અષ્ટકર્મ-રિપુ-દલ-દામી;
ભવકષ્ટ હરો અમ સ્વામી, માનસ ઘોલ ઘોલ ઘોલ. મૈં૦ ૨
અનંત જ્ઞાન દર્શન ધામી, અનંત [૮]ચરણ-ગુણ-અભિરામી;
સાદિ અનંત પદ ગામી, જસ નહિ [૯]તોલ તોલ તોલ. મૈં૦ ૩
પાર ન પાવે [૧૦]સુરગુરૂ સ્વામી, જિનગુન રત્નાકર નામી;
દિનદયાલ આતમરામી, રંગ રસ ઢોલ ઢોલ ઢોલ. મૈં૦ ૪
આપ હુએ શિવ વિશરામી, હમ રહે સંસાર કે [૧૧]ભ્રામી;
મ્હેર કર કે દે દો સ્વામી, [૧૨]શિવ વન મોલ મોલ. મૈં૦ ૫
**નેમિ-લાવણ્ય** સેવા કામી; **દક્ષ** શિશુ કા સ્વામી નામી;
મૈં પાવું સદા નિષ્કામી, જિન [૧૩]રંગરોલ રોલ રોલ. મૈં૦ ૬

---

૧ કંચનવર્ણી. ૨ શરીર. ૩ મુક્તિ સ્થળ. ૪ ચંદ્ર તથા કળી ન શકાય તેવી કળાઓને ધારણ કરનાર. ૫ હોંશ અથવા અભિલાષ. ૬ ચંદ્ર. ૭ આઠ પ્રકારના કર્મશત્રુના સૈન્યનું દમન કરનાર. ૮ ચારિત્ર. ૯ કિંમત ૧૦ બૃહસ્પતિ અથવા સર્વજ્ઞ કેવલી ભગવંત. ૧૧ ભ્રમણકરનાર. ૧૨ મોક્ષ. ૧૩ અસંત આનંદ.

## ૧૧૪. શ્રી ધર્મનાથજિન સ્તવન. (૧૫)

(રાહ-વ્હાલું વતન આ વ્હાલું વતન.)

સાચું શરણુ **જિન-ધર્મ**[૧] શરણુ, સાચું સાચું છે ધર્મ શરણુ.
અહિંસા સંયમ તપ આચરણે, આવી દેવો નમે જેનાં ચરણુ.
સાચું૦ ૧

ભર દરિયે જિમ વ્હાણુ શરણુ તિમ;
**ધર્મ** જિણંદ ભજ તારણુ તરણુ. સાચું૦ ૨

[૨]ચરણુ-[૩]કરણુ-ગુણુ-ગણુનું કારણુ;
વારણુ લાખ ચોરાશી-ભ્રમણુ. સાચું૦ ૩

દાન શીયળ તપ ભાવના ભેદે;
[૪]ચઉવિહ **ધર્મ** કહે કર્મ-હરણુ. સાચું૦ ૪

[૫]ધર્માદિક [૬]ષટ-ભાવ પ્રકાશક;
**ભાનુ-નંદન**[૭] ભજ [૮]ચારૂ [૯]ચરણુ. સાચું૦ ૫

[૧૦]ધર્મ-ધુરંધર **નેમિ-લાવણ્યથી;**
**દક્ષ** જનોનું ટળે જન્મ-મરણુ. સાચું૦ ૬

## ૧૧૫. શ્રી શાંતિજિન સ્તવન. (૧૬)

**(રાહ-તુમ્હીને મુઝકો પ્રેમ સીખાયા. રાગ-ભીમપલાસ)**

શાંતિદાયક શાંતિ જિનરાયા, તોરે ગુણુગણુ ગંગમેં ન્હાયા;
જેથી કરી મેં નિર્મળ કાયા, હર્ષ ભરાયા, જન્મ સુહાયા;
આનંદ આજ અપાર, જિનજી! આનંદ આજ અપાર-
શાંતિદાયક૦ ૧

---

૧ જૈન ધર્મનું શરણુ અથવા ધર્મનાથ ભગવાનનું શરણુ. ૨ ચરણુ-સીત્તરી. ૩ કરણુ-સીત્તરી. ૪ ચાર પ્રકારે. ૫ ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય વિગેરે. ૬ છ ભાવો. ૭ ભાનુરાજાના પુત્ર. ૮ સુંદર અથવા પવિત્ર. ૯ ચરિત્ર અથવા પાદ. ૧૦ ધર્મની ધુરાને ધારણુ કરનારા અર્થાત્ ધર્મની પ્રભાવના કરવામાં ધુરંધર હેતાં વિચક્ષણુ.

દુઃખ દોહગને દૂર ભગાયા, નીરખી હરખી ત્રિભુવનરાયા;
આનંદ આજ અપાર, જિનજી! આનંદ૦ શાંતિદાયક૦ ૨
શાંતિનિકેતન શાંતિજી પાયા, શાંતિસુધારસ પાન કરાયા;
આનંદ આજ અપાર, જિનજી! આનંદ૦ શાંતિદાયક૦ ૩
પતિત-પાવન સોવન-કાયા, સુરપતિ સેવિત હૈં તુજ પાયા;
આનંદ આજ અપાર, જિનજી! આનંદ૦ શાંતિદાયક૦ ૪
વિશ્વસેનનૃપ અચિરા જાયા, **નેમિલાવણ્ય** સેવકે ગાયા;
**દક્ષવિજય** જયકાર, જિનજી! **દક્ષવિજય**૦ શાંતિદાયક૦ ૫

---

## ૧૧૬. શ્રી કુંથુનાથજિન સ્તવન. (૧૭)

### ( રાહ-વાસુપૂજ્ય વિકાસી, ચંપાના વાસી૦ )

કુંથુનાથજી પ્યારા, પ્રાણ આધારા, તારો ભવોદધિ પાર;
[૧]સૂરસુત [૨]સહારા, સુરમનોહારા, સ્વામી અમારા,
પાપ [૩]અમાપ સંહાર. (ટેક૦)
હસ્તિનાપુરના [૪]નામી સ્વામી, [૫]શ્રીનંદન શ્રી....કા....ર;
[૬]મહીમાંહિ મહિમા મહા તારો, તારો તારણહા....ર—
સંસાર-સાગર ખારા, દુઃખભંડારા, નિજગુણહારા, પામર
પાર ઉતાર. કુંથુનાથજી૦ ૧
[૭]ષટ ખંડ સાધી થયા છઠ્ઠા [૮]ચક્રી, નવનિધિ ઋદ્ધિ અપા .. ર;
[૯]અભ્યંતર-ષટ-કર્મારિ મારી, ખટપટ છોડી અસા....ર—
સત્તરમા જિન ધારા, સત્તર પ્રકારા, સંયમ સારા, જાણીઅથીર,
સંસાર. કુંથુનાથજી૦ ૨

---

૧ સૂરરાજાના પુત્ર. ૨ આશ્રય=આધાર. ૩ ઘણાં=અગણીત. ૪ નામાંક્તિ, પ્રસિદ્ધ. ૫ શ્રીદેવીના સુપુત્ર. ૬ પૃથ્વી મંડળમાં. ૭ છ ખંડ પૃથ્વી. ૮ ચક્રવર્તિ. ૯ કામ ક્રોધાદિક આંતરિક છ શત્રુઓ.

[1]કેવલ-કમલા-વિમલા પામી, થાપી તીરથ હિતકા....ર;
ધર્મચક્રવર્તિ થઇ નામી, તાર્યાં કેઇ નરના....ર—
અજલંછનધારા, [2]અજપદકારા, [3]કર્મરજહારા, કાજ અમારાં
સાર. કુંથુનાથજી૦ ૩

કાલ અનાદિની પ્રીતિ વિસારી, કીધો તેં [4]શિવવધૂ પ્યા....ર;
સેવક [5]લાખ ચોરાશીમાં રઝળ્યો, પામ્યો દુઃખ અપા....ર—
ચાર [6]ચોર પ્રચારા, [7]ચંડ આચારા, જિહાં અવિચારા,
[8]રત્નત્રયી-હરનાર. કુંથુનાથજી૦ ૪

ભકતવત્સલ ભગવંત કહાવો, આવો અમા....રી [9]ત્રા....ર;
**નેમિ-લાવણ્ય**-પદ [10]પંકજ-ભંગની, અરજી દિલમાં ધા....ર—
સેવક સંકટ રારા ! મંગલ કારા ! પાયક પ્યારા ! **દક્ષ** જીવન
ઉદ્ધાર. કુંથુનાથજી. ૫

## ૧૧૭ અરનાથ જિન-સ્તવન (૧૮)

### [ રાગ-ભૈરવી, તાલ-ત્રિતાલ ]

( કૃષ્ણ કરે તે ઠીક કરે છે, તું મુરખ શું શોચ કરે ?
અથવા- આપ અવિચલ નામી છો. ઇત્યાદિ—રાહ )

અરજી અરજિનજી મારી, ધારી ઉરે ભવ પાર કરો,
ગરજી હું છું જિનજી તારો, દાસ સદાનો નેહ ધરો. અ૦ ૧
કાણી છે નૌકા [11]સુકાની વિનાની, ભરદરિયે તે કેમ તરે ?
જન્મ જરા મરણાદિ નદીઓ, જેમાં નિરંતર વ્હેતી અરે. અ૦ ૨

---

૧ નિર્મળ કેવળજ્ઞાનરૂપી લક્ષ્મી. ૨ મોક્ષપદને આપનારા. ૩ કર્મરૂપી કસ્તરને દૂર કરનારા. ૪ મુક્તિરૂપી સ્ત્રી. ૫ ચોરાશી લાખ યોનિમાં. ૬ ક્રોધ-માન-માયા-લોભરૂપ ચાર ચોરટાઓ. ૭ ઉગ્ર સ્વભાવવાળા. ૮ સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર રૂપ ત્રણ રત્ન. ૯ રક્ષણાર્થે. ૧૦ ચરણરૂપી કમળના ભમરાની. ૧૧ નાવિક-ખલાસી.

આધિ ઉપાધિ વ્યાધિ તરંગો, [૧]જીવન શ્રેણીનો ક્ષોભ કરે;
કાલ મહામત્સ્ય મુખ[૨]વિદારી, જીવનાં જીવનો ઝડપ કરે. અ૦ ૩
ક્રોધ માન માયા લોભ કષાયો, ચોરી કસાઇનું કામ કરે;
નિર્મળ ચેતન ભાવ હણીને, જ્ઞાનાદિ આતમ [૩]હેમ હરે. અ૦ ૪
રાગ દ્વેષાદિક ઝેરી સર્પો, અહનિશ જીહાં ડંખે ખરે;
ભીષણ ઉંડા મોહ વમળમાં, ચકડોળે ચડી નૌકા અરે. અ૦ ૫
સુદર્શન નંદન ! સુંદર દર્શન, તારૂં સુદર્શન ચક્ર પરે;
સંકટ સઘળાં દૂર કરીને, કર્મ [૪]કટક ચકચૂર કરે. અ૦ ૬
દિનબંધુ ! ભવસિંધુ-તારક ! **ચતુર** સુકાની ! મ્હેર કરો;
**નેમિ-લાવણ્ય** સેવક **દક્ષની**, ડુબતી નૌકા કિનારે કરો. અ૦ ૭

## ૧૧૮. શ્રી મલ્લીજિન સ્તવન. (૧૯)*

**(મેરે મૌલા બુલાલો મદીને મુઝે-એ રાહ)**

મલ્લી-નાથ ! અનાથ સનાથ કરો,
આપી સાથ દિનાનાથ દુઃખ હરો (અંચલી).

**શેર**-ભૂપ કુંભ કુલે [૫]ચંદની, રાણી પ્રભાવતી [૬]નંદની;
મિથિલા તણી [૭]સંજીવની, ભવ રોગની નિકંદની-
આધિ વ્યાધિ ઉપાધિથી મુકત કરો. મલ્લી૦૧

**શેર**-મલ્લી[૮] કુસુમ સમ મ્હેંકતી, વિસ્તારતાને પામતી;
કીર્તિલતા તુજ સોહતી, સુરવલ્લીસી જગ મોહતી-
વલ્લી કર્મતરૂ તણી દૂર હરો. મલ્લી૦ ૨

---

૧ જીંદગીના સમૂહને તથા પાણીના પ્રવાહને. ૨ ફાડી. ૩ સોનું. ૪ કર્મરાજાની સેના. * આ સ્તવન મૌન-એકાદશીને દિવસે પણ બોલી શકાય છે. ૫ કુંભરાજાના કુળને પ્રકાશિત કરવામાં ચંદ્ર-જ્યોત્સ્ના સમાન. ૬ પુત્રી. ૭ જીવન સમર્પી વિદ્યા યા ઔષધિ. ૮ અત્યંત સુગંધી મલ્લી જાતિના પુષ્પની જેમ.

**શેર**–શુભ કુંભ લંછન શોભતું, તુજ પાદ પદ્મે થોભતુ;
મંગલ કલશ સમ ઓપતુ, કલ્યાણ મંગલ આપતુ–
મને ભવસમુદ્રથી પાર કરો. મલ્લી૦ ૩

**શેર**–નિત અન્નથી સોના તણી, પુતળી ભરી વિરતિ ભણી;
ષટ મિત્રને બુઝવી હણી, કુમતિ તણી શ્રેણી ઘણી–
કરી મ્હેર મહા મોહ મલ્લ હરો. મલ્લી૦ ૪

**શેર**–ચારિત્ર કેવલ એક દિવસે, અચરીજ જે જગમાં દિસે;
માગસર સુદિ અગીઆરસે, તુજ જન્મથી જગ ઉલ્લસે–
**નેમિ–લાવણ્ય–દક્ષ**ની રક્ષા કરો. મલ્લી૦ ૫

## ૧૧૯. શ્રી મુનિસુવ્રતજિન સ્તવન. (૨૦)

( કાલી કમલીવાલે તુમપે લાખો સલામ–એ રાહ )

મુનિ સુવ્રત સ્વામિ વિભુને ભાવે વંદન. વિભુને૦ (અંચલી)

ભૂપ સુમિત્ર કુલ ચંદ્ર સહારા, પદ્માનંદન સુરમનોહારા;
રાજગ્રહી શણગાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૧

મુનિપુંગવમાં સુવ્રતધારી, મુનિસુવ્રત જિન જગહિતકારી;
અનંત [1]ચરણાગાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૨

ભૃગુપુર–ભૂષણ પ્રણમી પાયા, ગણધર ગોતમસ્વામીએ ગાયા;
જગચિંતામણીકાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૩

[2]નૂતનજલધર સમ તનુ કાંતિ, અર્પે નિર્મળ જીવન શાંતિ;
ભવ સંતાપ નિવાર, વિભુને ભાવે વંદન. મુનિ૦ ૪

**નેમિ–લાવણ્ય** પુણ્ય પસાયે, સુવ્રત–દર્શન કરી હરખાયે;
**દક્ષ** શિશુ શિવકાર વિભુને ભાવે વંદન મુનિ૦ ૫

---

૧ અનંતચારિત્રના ગૃહસમાન, અર્થાત્ અનંત ચારિત્રવ્રતને ધારણ કરનારા ૨ નવીન મેઘસમાન શરીરની કાંતિવાળા, અર્થાત્ શ્યામવર્ણવાળા.

## ૧૨૦. શ્રી નમિજિન સ્તવન. (૨૧)

( નદી કીનારે બૈઠકે આવો-એ રાહ )

નમી નમીને નમિજિન ધ્યાવો, માનવ ભવ ફલ પાવો;
મન વચ કાયા એક કરીને, પલ પલ દિલ જિન લાવો. નમી૦ ૧
ભક્તિ-[૧]મયુરી રંગે સંગે, કર્મ-[૨]ભુજંગ ભગાવો;
કલ્પતરૂ સમ નમિજિન નમીને, મનવંછિત ખુબ પાવો. નમી૦ (૨)
ચંદ્ર-ચકોર દિવાકર-ચકવા, ચાતક-મેઘ સમ ધ્યાવો;
નીરખીર પરે એકમેક થઇને, જ્યોતિશું જ્યોતિ મિલાવો. નમી૦ ૩
[૩]નમિ-ગુણ-નંદન-વનમાં વીચરી, ચિત્ત-સમાધિ જગાવો;
કેવલ-કમલા વિમલા[૪]કલિતા, મુક્તિ લીલા સુખ પાવો. નમી૦ ૪
વપ્રામાત તાત વિજય જસ, જગત તાત વધાવો;
નેમિ-લાવણ્ય ચરણોપાસક, દક્ષ કહે ગુણ ગાવો. નમી૦ ૫

## ૧૨૧ શ્રી નેમિજિન સ્તવન (૨૨)

(રખીયા બંધાવો ભૈયા, શ્રાવણ આયા રે-એ રાહ)

ભવિયા [૫]ભવાબ્ધિ [૬]નૈયા, તારક પા....યા....રે.
તારક પા....યા....રે, તારક પા....યા....રે. ભવિયા૦ (ટેક)
શિવાદેવીના જાયા, નેમિ જિણંદ રાયા;
સમુદ્ર [૭]કુલ સુહૈયા....તારક પા....યા....રે. ભવિયા૦ (૧)
પશુઓને ઉગારી, તજી રાજુલનારી;
ગિરનારે જઇ રહીયા....તારક પા....યા....રે. ભવીયા૦ (૨)
જિહાં સંજમ લીયા, કેવલ મોક્ષ પાયા;
ત્રેણુ કલ્યાણુક ગૈયા....તારક પા....યા....રે. ભવીયા૦ (૩)

---

૧ ભકિતરૂપી ઢેલ-મોરલી. ૨ કર્મરૂપો સર્પ. ૩ નમિજિનના ગુણરૂપી નંદનવનમાં. ૪ નિર્મળ કેવળ જ્ઞાનરૂપી લક્ષ્મીથી સહિત. ૫ સંસારસમુદ્ર તરવામાં. ૬ નાવ સમાન. ૭ સમુદ્રવિજય રાજાનું કુળ અથવા સંસારસાગરનો કાંઠો.

શંખ લંછન ધારી, બાળથી બ્રહ્મચારી;
પૂજી સુધારો જૈયા....તારક પા....યા....રે. ભવીયા૦ (૪)
**નેમિ-લાવણ્ય**ધામી, પુણ્ય ઉદયે પામી;
દક્ષ [૧]સુકાની [૨]સૈયા....તારક પા....યા....રે. ભવીયા૦ (૫)

## ૧૨૨ સ્થંભન મંડન શ્રી પાર્શ્વજિન સ્તવન (૨૩)

(મેરે મૌલા બુલાલો મદીને મુઝે—એ રાગ)

વામા-નંદનને ભવિ ભાવે ભજી,
પૂજો થંભણ પાસને પાપ તજી-(ટેક)

**શેર**—મૂર્તિ અનુપમ શાંતિકારી, જે સદા મંગલ કરી;
સંસાર સાગર તારનારી, તરણુ તારણુ તે [૩]તરી,
સેવો શાન્તસુધારસ પાન કરી. વામા૦ ૧

**શેર**—વરૂણેંદ્ર દેવે ભાવથી, પાતાલપતિએ પ્રેમથી;
સૌધર્મ ઇંદ્રે દીલથી, પૂજી પ્રતિમા માનથી.
લાખો વર્ષો સુધી મન નેહ ધરી. વામા૦ ૨

**શેર**—રામ લક્ષ્મણ ધ્યાવતા, બસેં ઓગણી દિનો થતા;
[૪]લંકાબ્ધિને થંભાવતા, સીતા સતીને પાવતા.
જેઓ સ્થંભનપાર્શ્વ એ નામ કરી. વામા૦ ૩

**શેર**—[૫]અભયદેવસૂરીશ્વરે, ધરણેંદ્રની વાણી સુણી;
[૬]જયતિહુઅણથી થુણી, નિજ [૭]કુષ્ઠ વ્યાધિને હણી.
દેવ દર્શનથી દિવ્ય દેહ ધરી. વામા૦ ૪

**શેર**—નાગાર્જુને નિજ સિદ્ધિ સાધી, કોટી વેધી રસ તણી
જે મૂર્તિના આલંબને, કોટી ગયા મુક્તિ ભણી.
**નેમિ-લાવણ્યસૂરી**ની મોક્ષકરી. વામા૦ ૫

---

૧. નાવિક. ૨ સ્વામી. ૩ નાવ. ૪ લંકાના સમુદ્રને. ૫ નવાંગી ટીકાકાર શ્રીઅભયદેવસૂરીશ્વરજીએ. ૬ **जय तिहुयण वरकप्परुक्ख जिण धन्नंतरि.'** ઇત્યાદિ સ્તોત્ર રચી સ્તુતિ કરી. ૭ કોઢરોગને.

## ૧૨૩ શ્રી મહાવીરજિન સ્તવનમ (૨૪)

(છોટી બડી ગૌઆંરે, ચરાવે પેલા કાનજી-એ રાહ)

મહાવીર સ્વામીરે, ભાવથી કરું વંદના.
ભાવથી કરૂં વંદના, ભાવથી કરૂં વંદના-મહાવીર૦ [ટેક]
ત્રિશલાનંદન પાપ નિકંદન, વદન પુનમચંદ-ભાવથી૦ ૧
જગજનરંજન તુંહિ નિરંજન, દર્શન નયનાનંદ-ભાવથી૦ ૨
લોકાલોક-પ્રકાશક લાયક, કેવલ નાણ [1]દિણંદ-ભાવથી૦ ૩
ભવ્ય-કમલ-વન-બોધક નારી, જીવન-જ્યોત અમંદ-ભાવથી૦ ૪
શાસનનાયક શિવસુખદાયક, પાયક સેવક [2]વૃંદ-ભાવથી૦ ૫
તરણ તારણ ભવદુઃખવારણ, કારણ શિવતરૂ કંદ-ભાવથી૦ ૬
[3]ગુણરયણ [4]રયણાયર ધ્યાવું, વર્ધમાનજિણંદ-ભાવથી૦ ૭
નેમિસૂરીશ્વર[5]પટ્ટપ્રભાકર,સૂરિલાવણ્ય[6]મુણિંદ-ભાવ૦ ૮
[7]તસપદપંકજ દક્ષ[8]ભ્રમરનાં, કાપો ભવભવ ફંદ-ભાવથી૦ ૯

---

## કળશ

(હરિગીત છંદ)

તપગચ્છ [1]ગગને [2]ગગનમણિ સૂરિ-ચક્રવર્તિ જગગુરૂ,
શ્રીમદ્વિજય નેમિસૂરીશ્વર-[3]પટ્ટનંદન સુરતરૂ;
સકલવિદ્યા-સાગરૂ ગુરૂરાજ ગુણગણ-[4]આગરૂ,
શ્રીમદ્વિજયલાવણ્યસૂરિ-રાજ [5]પદકજ-મધુકરૂ. ૧

---

૧ સૂર્ય. ૨ સમુદાય. ૩ ગુણરૂપી રત્નના. ૪ સમુદ્ર. ૫ સૂર્ય. ૬ મુનીન્દ્ર. ૭ તેમના ચરણકમળમાં. ૮ દક્ષરૂપ ભ્રમરના. ૯ આકાશમાં ૧૦ સૂર્યસમાન. ૧૧ પાટરૂપી નંદનવનના કલ્પરૂપ સમાન. ૧૨ ગૃહ-ઘર. ૧૩ ચરણરૂપી કમળમાં ભમરા સમાન.

**શિશુ દક્ષવિજયે** એક રંગે ચિત્ત ચંગે એ રચી,
**ચોવીશ જિનની સ્તવનમાલા,** રાગ નૂતનથી શુચી;
સરસ [1]સુરભિ ભક્તિ [2]કુસુમો, જિન તણા [3]ગુણમાં ગુંથી,
ચોમાસુ રહી થંભણપુરે, નિજ પર હિતાર્થે હેતથી ૨
નિખિલ નિર્મલ [4]અનલ–નિધિ–નિધિ,–ચંદ્ર વિક્રમ સંવતે;
જે [5]વિબુધ જન મન રંજની, નિજ ભાવ સંગત રંગતે;
નિજ કંઠમાં જે પ્રાણી એને, પ્રેમથી ધારણ કરે,
તે સંપદા સૌ પામીને, [6]ભવસિંધુને સ્હેજે તરે. ૩

॥ ઇતિ શ્રી નૂતનજિનસ્તવન ચોવીશી સમાપ્ત ॥

---

# ×૧ કલ્યાણક–પચ્ચીશી (૧૨૮)

[યાને ચોવીશ જિનનાં એકસોવીશ કલ્યાણક તિથિનું સ્તવન]

(પ્રીતલડી બંધાણી રે અજિત જિણંદ શું...એ રાગ)

પંચ કલ્યાણક–વન્ત હો ! જિનવર વંદના (ટેક)
વિશ્વ તણા કલ્યાણ કારણ ગુણખાણ જો,
સુરપતિ સેવે હો, જિન ચોવીશીના;
ચ્યવન જન્મ દી....ક્ષા કેવળ નિર્વાણ જો. પંચ૦ ૧

---

૧ સુગંધી. ૨ ભક્તિરૂપ પુષ્પો. ૩ જિનેશ્વર ભગવંતની ગુણરૂપી દોરીમાં. ૪ વિક્રમની ૧૯૯૩ ની સાલમાં. ૫ પંડિત અથવા દેવ. ૬ સંસાર સમુદ્રને.

× આ સ્તવનમાં શુદ પખવાડીયાથી શરૂ થતા (ગુજરાતી) માસ પ્રમાણે કલ્યાણકોની માસ તિથિનું વિધાન છે, માટે વદ પખવાડીયાથી માસારંભ માનનાર (મારવાડી, પંજાબી વગેરે) મહાનુભાવોએ જ્યાં વદ તિથિ હોય ત્યાં એક માસ આગળ વધારીને તે માસની વદ તિથિ સમજવી. જેમકે જેઠ વદ ચોથે શ્રીઋષભદેવનું ચ્યવન છે, તો ત્યાં અષાઢ વદ ચોથ સમજવી, શુદમાં સમાનતા હોવાથી તેમ કરવાની જરૂરત નથી.

ચ્યવન જેઠ-વદ હો, ચોથે જાણીએ,
જન્મ સંજમ વદ આઠમે ફાગણ જાણ જો,
કેવળ મહા હો, વદ અગીયારસે,
પોષ વદ તેરસે **ઋષભજિણંદ** નિર્વાણ જો. પંચ૦ ૨

ચ્યવન વૈશાખ-શુદ હો, તેરસે જાણીએ,
મહા શુદ આઠમ-નોમે જન્મ-ચારિત્ર જો;
કેવળ પોષ હો, શુદ અગીઆરસે,
**અજિતજિનેશ્વર** મોક્ષ પાંચમે શુદ ચૈત્ર જો. પંચ૦ ૩

ચ્યવન ફાગણ-શુદ હો, આઠમે માનીએ,
[1]સહ શુદ ચૌદશ પુનમે જન્મ-ચારિત્ર જો;
કેવળ આસો હો, વદની પાંચમે,
**સંભવજિન** નિર્વાણ શુદ પાંચમે ચૈત્ર જો. પંચ૦ ૪

વૈશાખની શુદ-ચોથે હો, **અભિનંદન** ચ્યવ્યા;
મહા શુદ બીજ ને બારશે જન્મ ચરિત્ત જો;
કેવળ શુદ હો, પોષની ચૌદશે,
શુદ વૈશાખની આઠમે મુક્તિ પવિત્ત જો. પંચ૦ ૫

ચ્યવન શ્રાવણ-શુદ હો, બીજે જાણીએ,
જન્મ સંજમ વૈ....શાખ શુદ આઠમ નોમ જો;
કેવળ ચૈત્રી હો, શુદ અગીયારસે,
**સુમતિનાથ**-નિર્વાણ ચૈતર શુદ નોમ જો. પંચ૦ ૬

પોષ વદ કેરી-છઠ્ઠે હો, **પદ્મપ્રભુ** ચ્યવ્યા,
આસો વદ બારસ-તેરસીએ જિન-[2]દિક્ખ જો;

---

૧ સહ=માગસર. ૨ જન્મ અને દીક્ષા,

ચૈત્રી પુનમે હો, કેવળ પામીયા,
કાર્તિક વદ એ....કાદશીએ શિવસુક્ખ જો. પંચ૦ ૭

ચ્યવન શ્રાવણ-વદ હો, આઠમે માનીયે;
જેઠ સુદ બારસ-તેરસે જન્મ ચરિત્ત જો;
મહા વદ છઠે હો, ને વળી સાતમે,
**પ્રભુસુપાર્શ્વ**-જ્ઞાન નિર્વાણ પવિત્ત જો. પંચ૦ ૮

ચ્યવન ફાગણ-વદ હો, પાંચમે પામીયા,
[1]સહ વદ બારસે તેરસે જન્મ-ચરિત્ત જો;
કેવળી હુવા હો, મહા વદ સાતમે,
શ્રાવણ વદની સાતમે **ચંદ્રપ્રભુ**-મુક્ત જો. પંચ૦ ૯

**સુવિધિનાથ**-મહા હો, વદ નોમે ચ્યવ્યા,
કાર્તિક વદ પાં....ચમે છઠે જિન-દિક્ખ જો;
કાર્તિક શુદ હો, તીજે કેવળી,
ભાદરવા શુદ નોમે લહ્યું શિવસુક્ખ જો. પંચ૦ ૧૦

ચૈતર વદની છઠે હો, **શ્રીશીતલ** ચ્યવ્યા,
પોષ વદ બારસે પામ્યા જન્મ-ચરિત્ત જો;
કેવળ વદ હો, માગસર ચૌદશે,
ચૈતર વદની બીજે મુક્તિ પવિત્ત જો. પંચ૦ ૧૧

ચ્યવન વૈશાખ-વદ હો, છઠે પામીયા
મહા વદ બારસે તેરસે જન્મ ને દિક્ખ જો;
પોષી અમાસે હો, કેવળ પામીયા
અષાઢ વદની ત્રીજે **શ્રેયાંસ**-[2]મુક્ખ જો, પંચ૦ ૧૨

---

૧ સહ=માગશર. ૨ મોક્ષ.

**વાસુપૂજયજી**-જેઠ હો, શુદ નોમે ચ્યવ્યા,
જન્મ સંજમ મહા-વદ ચૌદશે અમાસ જો;
કેવળ મહા હો, શુદ બીજે લહ્યું,
અષાઢ શુદની ચૌદશે મુક્તિ નિવાસ જો. પંચ૦ ૧૩
ચ્યવન વૈશાખ-શુદ હો, બારસે પામીયા,
જન્મ સંજમ મહા-શુદ તીજ ચોથે થાય જો;
કેવળ શુદ હો, છઠ્ઠે પોષની
જેઠ વદ સાતમે **વિમળ**-મુક્તિ મનાય જો. પંચ૦ ૧૪
ચ્યવન અષાઢ વદ હો, સાતમે માનીયે,
ચૈતર વદની ચૌદશે [1]ચરણ ને [2]નાણ જો;
જનમ વદ હો, ચૈત્રી તેરસે
ચૈતર શુદની પાંચમે **અનન્ત**-નિર્વાણજો. પંચ૦ ૧૫
ચ્યવન વૈશાખ શુદ હો, સાતમે પામીયા,
જન્મ સંજમ મહા શુદ તીજ તેરસે જાણજો;
પૌષી પુનમે હો, કેવળ પામીયા.
જેઠ શુદ પાંચમે **ધર્મજિણંદ**-નિર્વાણ જો. પંચ ૧૬
ચ્યવન શ્રાવણ વદ હો, સાતમે પામીયા,
વૈશાખ વદની તેરસે જન્મ-નિર્વાણ જો;
વૈશાખ વદ હો, ચૌદશે સંચમી,
પોષ શુદ નોમે **શાંતિજિણંદ** સુનાણ જો. પંચ૦ ૧૭
**કુંથુજિણંદ** વદ નોમે હો, આષાઢે ચ્યવ્યા,
ચૈત્ર વદ ચૌદશે પાંચમે જન્મ ચારિત્ર જો;
કેવળ ચૈત્રી હો, શુદ ત્રીજે લહ્યું,
ચૈતર વદના એકમે મોક્ષ પવિત્ર જો. પંચ૦ ૧૮
શુદ ફાગણ-બીજે હો, **અરજિનજી** ચ્યવ્યા,
જન્મ મોક્ષ માગ-સર શુદ દશમે સુહાય જો;

---

૧ ચરણ=દીક્ષા. ૨. નાણ=કેવળજ્ઞાન.

કેવળ શુદ હો, કાર્તિક બારસે,
માગસર શુદ અગી....યારસે ચરણુ ગવાયજો. પંચ૦ ૧૯
શુદ ફાગણુ-ચોથે હો, **મલ્લીજિન** ચ્યવ્યા;
માગશર શુદ એ....કાદશીએ ત્રણુ જાણુ જો;
દીક્ષા કેવળ હો, જન્મ જગ [1]ચિત્ર તો,
ફાગણુ શુદની બારસે લહ્યું નિર્વાણુ જો. પંચ૦ ૨૦
**મુનિસુવ્રત**-ચ્યવ્યા હો, શ્રાવણી પુનમે,
વૈશાખ વદ આ....ઠમ નોમે જન્મ-મોક્ષ જો;
ફાગણુ શુદ હો, બારસે સંયમી,
મહા વદ બારસે કેવળજ્ઞાન પ્રત્યક્ષ જો. પંચ૦ ૨૧
**નમિજિનશ્વર**-ચ્યવ્યા હો, આસો પુનમે,
અષાઢ વદ આઠમે જન્મ અને [2]શુક્ર કૃષ્ણુ જો;
નવમી એ દીક્ષા હો, સહુ અગીઆરસે;
શુક્લ કેવળ ને [3]મધુ વદ દશમે નિર્વાણુ જો. પંચ૦ ૨૨
**નેમિજિણંદ** વદ આસો હો, દ્વાદશી એ ચ્યવ્યા,
શ્રાવણુ શુદ પાં....ચમે છઠે જનિ[4]દિક્ખ જો;
ભાદ્રી અમાસે હો, કેવળ મેળવ્યું,
અષાઢ શુદ આ....ઠમે ટાળ્યું ભવદુઃખ જો. પંચ૦ ૨૩
ચ્યવન ને કેવળ ચોથે હો, વદ ફાગણુ તણી,
[5]સહ વદ દશમ એ....કાદશીએ જનિ-દિક્ખ જો;
શ્રાવણુ શુદ હો, આઠમે માનીએ,
પુરિસાદાણી **પાર્શ્વજિણંદ** શિવસુક્ખ જો. પંચ૦ ૨૪
**મહાવીરસ્વામીજી**-[6]શુચિ હો, શુદ છઠ્ઠે ચ્યવ્યા,
ચૈત્ર શુદ તેરસે જન્મ ને કાર્તિક કૃષ્ણુ જો;
દશમે દીક્ષા હો, દશમે કેવળી,
શુદ વૈશાખ ને આસો અમાસે નિર્વાણુ જો. પંચ૦ ૨૫

---

૧ ચિત્ર=આશ્ચર્ય. ૨ શુક્ર=જેઠ. ૩ મધુ=ચૈત્ર. ૪ જન્મ અને દીક્ષા. ૫ માગસર. ૬ શુચિ=અષાઢ.

## કળશ.

ઈમ ચરમ જિનવર ચરમ કલ્યાણક તણી શુભ [૧]રયણીએ,
ગયો ભાવદીપક ભરતમાંથી દ્રવ્યદીપક કીજીએ;
ઈમ જાણીને [૨]અઢાર ગણુ-ભૂપાલ વૃંદે ભક્તિથી,
ઉદ્યોત કીધો રત્નની **દીપમાલિકા**થી રંગથી. ૧
**પ્રકટી દીવાળી** ત્યારથી જે આજ પણ ઉજવાય છે,
જગમાંહિ મંગલ-લક્ષ્મી-કારક વિશ્વપર્વ મનાય છે;
શાસનપતિ **શ્રીવીર**ના જયનાદ જાપ જપાય છે,
વળી સુરભિ શુભ આનંદ-**કુસુમો**ની બધે ફેલાય છે. ૨
તે પર્વમાં તપગચ્છનાયક **નેમિસૂરીશ્વર** તણા,
[૩]પટ્ટામ્બરે અમ્બરમણી **લાવણ્યસૂરીશ્વર** તણા;
**શિશુ દક્ષવિજયે** [૪]જલધિ-નિધિ-નિધિ-,
સોમ વિક્રમ (૧૯૯૪) સંવતે,
રચી પચ્ચીશી કલ્યાણકોની પુણ્યક્ષેત્રે **સુરતે**. ૩

॥ ઈતિ શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ-સર્વતન્ત્રસ્વતન્ત્ર-
તીર્થોદ્ધારૈકદક્ષ-ક્ષમાપાલાલિમાલાસેવિતપાદપદ્મ-બ્રહ્મસદ્મ-
જગદ્‌ગુરૂ-ભટ્ટારકાચાર્યવર્ય-શ્રીમદ્વિજય**નેમિસૂરીશ્વર**-
પટ્ટાલંકાર-વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન-શાસ્ત્રવિશા-
રદ-સાક્ષરશિરોમણિ-ભટ્ટારકાચાર્ય-શ્રીમદ્વિજય-
**લાવણ્યસૂરીશ્વર**-વરચરણારવિન્દમિલિન્દ-
મુનિ...**દક્ષવિજય**....વિરચિતાયાં
**સંગીતસરિતાયાં તૃતીય-**
**તરંગઃ સમાપ્તઃ** ॥

---

૧ રાત્રિએ. ૨ અઢાર ગણરાજવીઓએ. ૩ પટ્ટરૂપ આકાશમાં સૂર્યસમાન. ૪ ૧૯૯૪ ની સાલમાં

॥ ॐ अर्हं श्रीजिनेन्द्राय नमो नमः ॥

# જિન સંગીત સરિતા.

## ચતુર્થ તરંગ.

## શ્રી જિનસ્તુતિ-ચતુર્વિંશિકા.

### દેરાસરમાં પ્રભુજી પાસે બોલવાની સ્તુતિઓ.

( શિખરિણી છંદઃ )

( પહેલા શ્રી આદીશ્વર ભગવાનની સ્તુતિ )

પ્રભો ! તું છે આદિ, ક્ષિતિપતિ-દમી-તીર્થપતિમાં,
ધુરા ધારી ભારી, ધરમ-રથની તેં જગતમાં;
કીધો વ્હેતો ખંતે, શિવપુર તણો પંથ પલમાં,
સદા વંદું સ્નેહે, **ઋષભજિન** ! તારા ચરણમાં. ૧

( બીજા શ્રી અજિતનાથ ભગવાનની સ્તુતિ )

જિતી જેણે રાગા,-દિક સકળ દુર્વાર રિપુને,
પતાકા ફર્કાવી, અજિત અભિધાની ત્રિભુવને;
રહી ગર્ભે કીધી, અજિત જનની કેલિ સમયે,
સ્મરૂં તારંગે તે, **અજિતજિનને** શુદ્ધ હૃદયે. ૨

( ત્રીજા શ્રી સંભવનાથ ભનગવાની સ્તુતિ )

હરે જે વાણીના, વિમળ જળથી કર્મ-મળને,
ચલાવે લીલાથી, શિવપુર પથે ભવ્ય-જનને;
શમાવે ભવ્યોના, ભવદવ તણા તાપ-ગણને,
મળો તેવા સ્વામી, ભવભવ વિષે **સંભવ** મને. ૩

( ચોથા શ્રી અભિનંદન ભગવાનની સ્તુતિ )

હણી ચારે ચોરો, ચઉ-ગતિ તથા ચાર વિકથા,
તજી સંજ્ઞા ચારે, ચઉ-વિહ ધરી સંવર તથા;
થયા ચોથા તીર્થં,-કર સુત તમે સંવર તણા,
અભિષ્ટો પૂરો સૌ, સુખદ **અભિનંદા** ભવિ તણા. ૪

( પાંચમા શ્રી સુમતિનાથ ભગવાનની સ્તુતિ )

તલાજે તું રાજે, **સુમતિજિન** ! સાચો જગપતિ !,
દયા લાવી મારૂં, કુમતિ તમ ટાળો દિનપતિ !;
પ્રભો ! તેં તો સાધી, શુભ મતિ ધરી પંચમ ગતિ,
અમોને આપોને, સુગુણ-તતિ-દાતાર ! સુમતિ. ૫

( છઠ્ઠા શ્રી પદ્મપ્રભ ભગવાનની સ્તુતિ )

સદા વિશ્વારામે, તુજ સુગુણ પદ્મો વિકસતા,
સુગંધોથી તેમાં, વિબુધ ભમરા લુબ્ધ બનતા;
રચી સ્તોત્રો રંગે, ત્રિભુવન વિષે નાદ કરતા,
નમે તારા **પદ્મ,-પ્રભ** પદ સુપદ્મે સુજનતા. ૬

( સાતમા શ્રી સુપાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ )

સુપાર્શ્વો જેના સૌ, ભવિક-અચ કલ્યાણ કરતા,
સુસંગે રંગે જે, દુરિત તમને દૂર કરતા;
સદા તે છે દાતા, શિવસુખ તણા આ જગધણી,
ભજો કલ્યાણાર્થી !, જિનવર **સુપાર્શ્વેશ્વર** મણી. ૭

( આઠમા શ્રી ચંદ્રપ્રભ ભગવાનની સ્તુતિ )

સુબોધે જે બોધે, ભવિ કુવલયોને પલકમાં,
હરે સંતાપો જે, શુભ શમ સુધા-ધામ જગમાં;
ઉછાળે જે છોળો, વિમળ ગુણ રત્નાકર તણી,
નમો નેહે તે આ, અઘ-તમ-હ **ચંદ્રપ્રભ** ધણી. ૮

( નવમા શ્રી સુવિધિનાથ ભગવાનની સ્તુતિ )

સુરેંદ્રો સૌ સંગે, સુરગિરિ સુશૃંગે સુવિધિથી,
કરી સ્નાત્રો જેના, જનમ સમયે ભક્તિ ભરથી;
હરે કર્મો રુપી, સકળ મળને સ્નાત્ર જળથી,
સદા સેવું તે શ્રી,-**સુવિધિજિન**ને શુદ્ધ મનથી. ૯

( દશમા શ્રી શીતલનાથ ભગવાનની સ્તુતિ )

રહી ગર્ભે તેં તો, નિજ જનકના પિત્ત-દવને,
શમાવ્યો માતાના, કર કમળના સ્પર્શન-ઘને;
શમાવીને મારા, ભવ સકળ સંતાપ ગણને,
ઉગારો કર્મોથી, જિનપતિ **પ્રભો! શીતળ!** મને. ૧૦

( અગીઆરમા શ્રી શ્રેયાંસનાથ ભગવાનની સ્તુતિ )

પિતા માતા ભ્રાતા, સકળ સુખદાતા જગતના,
સદા શ્રેયસ્કર્તા, દુરિત તમ હર્તા ભવિકના,
**પ્રભો! શ્રી શ્રેયાંસ!**, પ્રશમ-સરના હંસ! સુમના!,
સમર્પો શ્રેયાંશો, વિપદ-હર નિઃશ્રેય-પદના. ૧૧

( બારમા શ્રી વાસુપૂજ્ય ભગવાનની સ્તુતિ )

વિરાજે તેજે જે, જગપતિ જગે વાસર-મણી,
પુરે જે આશાઓ, સુરમણિ પરે પૂજક તણી;
સદા હેજે જેના, પદ-કજ વિષે વાસવ નમે;
મને તેના સ્વામી, સુનૃપ **વસુપૂજ્યાંગજ** ગમે. ૧૨

( તેરમા શ્રી વિમળનાથ ભગવાનની સ્તુતિ )

સદા જેના સંગે, વિમળ ગુણનો વાર્ધિ ઉછળે,
હરે જે કર્મોના, મળ સકળને દર્શન જળે;
ફળે આશા જેથી, શિવસુખ મળે સંકટ ટળે,
નમું નેહે તેવા, **વિમળજિન**ના પાદ કમળે. ૧૩

( ચૌદમા શ્રી અનંતનાથ ભગવાનની સ્તુતિ )
અનંતાં જ્ઞાનો જ્યાં, દરિસણુ અનંતાં ઉલસતાં,
અનંતા ચારિત્રા,-દિક ગુણુ અનંતા નિવસતા;
સદા તેવા સ્વામી, જિનપતિ **અનંતપ્રભુ** નમી,
અનંતા આનંદો,-લ્લસિત પદ પામું ભવ વમી. ૧૪

( પંદરમા શ્રી ધર્મનાથ ભગવાનની સ્તુતિ )
પ્રકારે ચારે જે, કથન કરતા ધર્મ-પથને,
પડંતા ધારે તે, કુગતિ રૂપ કૂપે ભવિકને;
હરી કર્મો અર્પે, વિમળ શિવ-શર્મો જગતને,
સુધર્માર્થી ! ધ્યાવો, ત્રિવિધ કરણે **ધર્મજિનને**. ૧૫

( સોળમા શ્રી શાંતિનાથ ભગવાનની સ્તુતિ )
દયાના નીરે જે, અશિવ દવની શાંતિ કરતા,
મૃગાંકી ચક્રી જે, કનક સરખી કાંતિ ધરતા;
ભવી સેવી જેને, ભવ ભવ ભય ભ્રાન્તિ હરતા,
નમી તેવા **શાંતિ-પ્રભુ** ચરણુમાં પામુ પ્રભુતા. ૧૬

( સત્તરમા શ્રી કુંથુનાથ ભગવાનની સ્તુતિ )
તજી ષટ્ ખંડોની, પૃથુલ પૃથિવી **કુંથુજિનજી** !,
વળી ચૌદે રત્નો, નવનિધિ તણા વૈભવ તજી;
થયા છઠ્ઠા ચક્રી, ધરમ વર ચક્રી પણ તમે,
અહો તેથી તારા, ચરણ કમળે વિશ્વ પ્રણમે. ૧૭

( અઢારમા શ્રી અરનાથ ભગવાનની સ્તુતિ )
તજી ષટ્ ખંડો શ્રી, સહસ ચઉ-સઠ્ઠી નવનિધિ,
તજીને ચૌરાશી, લખ રથ ગજાશ્વો ગુણનિધિ;
વળી છન્નૂ કોટી, પયદળ અને ચૌદ રયણો,
થયા વિશ્વ સ્વામી, **અરજિન** ! નમું તે સુચરણો. ૧૮

( ઓગણીસમા શ્રી મલ્લીનાથ ભગવાનની સ્તુતિ )

ભરી નિત્યે તેં તો, કનક પુતળી ને કવળથી,
ઉગાર્યા ષટ્ મિત્રો, પ્રવચન જળે કામ–દવથી;
**પ્રભો ! મલ્લી !** વલ્લી, સકલ કુશલની ભક્તિ ભરથી,
નમી વંદી માગું, ભવ દવ હરો સ્નેહ જળથી. ૧૯

( વીસમા શ્રી મુનિસુવ્રત સ્વામીજીની સ્તુતિ )

તરી સ્હેજે જેણે, ચરણ કરણે વાર્ધિ ભવનો,
દયા લાવી તાર્યા, નિજ ચરણ–નૌથી ભવિજનો;
નમે ઇન્દ્રો જેના, વિમળ ચરણે ત્રેણ કરણે,
પદાબ્જે વંદું તે, જિન **મુનિ** મણી **સુવ્રત** તણે. ૨૦

( એકવીસમા શ્રી નમિનાથ ભગવાનની સ્તુતિ )

રહી ગર્ભે જેણે, રિપુ નૃપ નમાવ્યા પલકમાં,
નમે જેના નામે, અરિદલ ટલે આધિ પલમાં;
પદાબ્જે જેના સૌ, સુરપતિ નમે છે પ્રણયથી,
હરૂં હું પાપો તે, **નમિજિન** નમી નેહ ભરથી. ૨૧

( બાવીશમા શ્રી નેમિનાથ ભગવાનની સ્તુતિ )

સુણી પોકારો તેં, પશુ ગણ તણા હે જગધણી !,
તજી રાજી નારી, નવ ભવ તણી ચારૂ રમણી;
ભવી રાજી તારી, ભવ–જલધિથી રૈવત–મણી,
અમોને તારોને, જિનપતિ **પ્રભો ! નેમિ !** તરણી ! ૨૨

( તેવીસમા શ્રી પાર્શ્વનાથ ભગવાનની સ્તુતિ )

પ્રભો ! તારી ન્યારી, વિમળ કરૂણાએ ફણિમણી,
મહા મંત્રે કીધો, પલક ભરમાં દાનવ–મણી;
નમું પ્યારા મારા, પરમ ઉપગારી ગુણિમણી !,
સદા **વામાનંદા !** હર દુરિત ફંદા જિનમણી !. ૨૩

(ચોવીશમા શ્રી મહાવીર સ્વામી ભગવાનની સ્તુતિ)

**મહાવીરસ્વામી** !, સકળ ગુણ ધામી ! જગપિતા !,
અહો કીધી જેણે, અધમ અપરાધે અધમતા;
દયા લાવી તેમાં, હૃદય દુઃખથી આંસુ ઝરતા,
વિભો ! તારા તેવા, સદય નયનોને નમનતા. ૨૪

**કળશ.** શાર્દૂલ-વિક્રીડિત-છંદઃ)

દીપે જે તપગચ્છ સ્વચ્છ ગગને, **ભાનૂપમા** ભાસુરા,
સમ્રાટ્ શાસનના જગદ્ગુરૂ-વરા. તે **નેમિસૂરીશ્વરા**;
તત્પટ્ટાંબુધિ ચંદ્રમા ગુરૂવરા, **લાવણ્યસૂરીશ્વરા**,
તત્પાદાંબુજ ભૃંગ **દક્ષવિજયે**, વંદી સુતીર્થેશ્વરા. ૧
વિશ્વે ખ્યાતિ ધરાવતા **ઝગડીયા,-તીર્થે** રહી રંગથી,
**શ્રીઆદીશ્વર** મ્હેરથી શિખરિણી,-છંદો તણા યોગથી;
ચોવીશી જિનરાજની સ્તુતિ તણી, ગીર્ગુજરીથી શુચી,
બાણાકાંક મૃગાંક(૧૯૯૫)વિક્રમ તણા, વર્ષે સહર્ષે રચી. ૨

**॥ ઈતિ શ્રી જિનસ્તુતિ-ચતુર્વિંશિકા સમાપ્તા ॥**



## પાંચ જ્ઞાનની સ્તુતિ.

[ શાર્દૂલવિક્રીડિત છંદઃ ]

વન્દેઽહં **મતિસંજ્ઞકં** શિવફલં, જ્ઞાનં સદા સાદરં,
સ્યાદ્વાદાગમ-તત્ત્વગં શ્રુતચિતં, સ્વાન્યપ્રકાશોજ્વલમ્;
સંખ્યાતીત પ્રકારકાઽવધિચિતં, તુર્યં **મનઃપર્યવં**,
લોકાલોકપ્રકાશકં ચ વિમલં, જ્ઞાનં મુદા **કેવલમ્**. (૧).



 **संस्कृत-स्तुतिमञ्जुषा.** 

## [१] श्री अवन्तिपार्श्वनाथस्तुतिपञ्चकम्-

[ वसन्ततिलका छन्दः ]

हर्षादवन्तिसुकुमारसुतेन यस्य, मूर्त्तिः प्रभावभवना भवनाशकारी ।
निर्मापिता निजपितुः स्मृतये सदा तं,वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम्॥१॥
स्तुत्या मुदा प्रकटनात् किल यस्य मूर्त्तेः, श्रीसिद्धसेनयुतसूरिदिवाकरेण ।
श्रीविक्रमार्कनृपतिः प्रतिबोधितस्तं, वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥२॥
भक्तोपसर्गहरदक्षसुयक्षपार्श्वं, दुष्टाष्टकर्मवननाशनतीक्ष्णपार्श्वम् ।
स्याद्वादसुन्दरसुधर्मरथैकपार्श्वं, वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥३॥
अग्नौ ज्वलत्फणिमणेर्धरणेन्द्रभावं, नेतारमाशु दयया हि दयानिधानम् ।
श्रीमालवावनितलैकललामरूपं, वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥४॥
नम्रेन्द्रमौलिमणिभारविभालिनीरै-,र्यत्पादपङ्कजयुगं स्नपितं नितान्तम् ।
स्मृत्या समीहितकरं जगदीश्वरं तं, वन्देऽवनीश्वरमवन्तमवन्तिपार्श्वम् ॥५॥

## [२] गान्धारतीर्थपति-श्रीअमीझरापार्श्वनाथस्तुतिः-

पायात्पार्श्वजिनेश्वरोऽमृतझरो, गान्धारतीर्थेश्वरो,
भव्यानां भववारिधौ निपततां, पोतायमानोऽनिशम् ।
सार्वः सर्वसुरासुराधिपनृपैः, संस्तूयमानोऽमलो,
वामेयो धरणेन्द्र-पार्श्वमहितः, पद्मावतीपूजितः ॥१॥[शार्दूलवि०छंदः]

## [३] भृगुपुरभूषण-श्रीमुनिसुव्रतस्वामिस्तुतिः-

वन्दे श्रीमुनिसुव्रतं भृगुपुरे, सत्तीर्थनाथं मुदा,
भव्यारामघनं च विंशतितमं, कूर्माङ्कितं निर्मलम् ।
देवेन्द्रार्चितपादपद्मयुगलं, कर्मारिमर्मापहं,
गीतं गौतमगोत्रपैर्गणधरै,-र्भक्त्या त्रिधाऽऽनन्ददम् ॥१॥ ,,

---

## ❀ श्रीकदम्बगिरितीर्थजिनस्तुतयः ❀

### [४] मूलनायक-श्रीवीरजिनस्तुतिः। [सा चातिशयचतुष्टयमयी]

वन्दे **वीरविभुं** सुरासुरनरा,-धीशैः सदा सेवितं,
लोकालोकविकाशने नवरविं, मिथ्यानिशानाशनम् ।
सर्वापायतमोऽपहं शुभगिरं, धीरं गभीरं परं,
कादम्बाचलतीर्थमण्डनमणिं, सत्पुण्यपण्यापणम् ॥१॥ [शार्दूलवि० वृत्तम्]

### [५] श्रीसम्प्रतिजिनस्तुतिः-

कादम्बाभिधतीर्थराजशिखरे, विख्यातकीर्तौ भुवि,
कोट्या साधुजनैः कदम्बगणभृ-च्छेभे शिवं यस्य वै ।
योऽन्त्यस्तीर्थकरो बभूव परमः, प्राच्यां चतुर्विंशतौ,
वन्दे तं किल **सम्प्रतिं** जिनपतिं, तीर्थे कदम्बाचले ॥१॥ ,,

### [६] श्री आदिजिनस्तुतिः-

वन्दे **नेमि**सुरासुराधिपनतं, **सद्दर्शना**दर्शदं,
सर्वज्ञं सदयं स**दोदय**करं, **सन्नन्दना**म्भोधरम् ।
स**द्विज्ञानसुपद्म**बोधमिहिरं, मोदाऽ**मृते**न्दुप्रभं,
**लावण्यालय**कं च **दक्ष**शरणं, नाभेयमा**दीश्वरम्** ॥१॥ ,,

### [७] झगडियातीर्थाधिपति-श्री आदिजिनस्तुतिः-

वन्दे देवनतं जिनं झगडिया,-तीर्थेशमादीश्वरं,
नाभेयं प्रथमं नृपं च प्रथमं, निर्ग्रन्थ-तीर्थङ्करम् ।
देष्टारं सकलां कलां कुवलये, लावण्य-तेजोमयं,
भव्याम्भोजसुभानुभानुममलं, सिद्धाद्रिनाथं प्रभुम् ॥१॥ ,,

---

## ચોવીશ જિનનું ચૈત્યવંદન.

[1]ઋષભ [2]અજિત [3]સંભવ સદા, [4]અભિનંદન જિન ચંદા;
[5]સુમતિ [6]પદ્મપ્રભ મુદા, સેવો [7]સુપારસ સુખ કંદા. ૧
[8]ચંદ્રપ્રભ [9]સુવિધિ વિભુ, [10]શીતલ શીતલ નામ;
[11]શ્રેયાંસ [12]વાસુપૂજ્યજી, [13]વિમલ વિમલ-ગુણ-ધામ. ૨
[14]અનંત [15]ધર્મ [16]શાંતિ તથા, [17]કુંથુ [18]અર [19]મલ્લી;
[20]મુનિસુવ્રત [21]નમિજિન નમી, છેદો ભવ-વલ્લી. ૩
નમી [22]નેમિજિન [23]પાસ ને, વંદો [24]વીર-જિણંદ;
**નેમિસૂરિવર** પટ્ટધરા, **સૂરિ લાવણ્ય** મુણિંદ. ૪
તસ પદ પંકજ મધુકરો, **દક્ષ કહે** ભવિ-વૃંદ !;
ઇમ ચોવીશ જિન નિત નમી, લહો આનંદ અમંદ. ૫

---

॥ ઇતિ શાસનસમ્રાટ્-સૂરિચક્રચક્રવર્તિ-સર્વતન્ત્રસ્વતન્ત્ર-તીર્થોદ્ધારૈકદક્ષ-ક્ષમાપાલાલિમાલાસેવિતપાદપદ્મ-બ્રહ્મસદ્મ-જગદ્ગુરૂ-ભટ્ટારકાચાર્યવર્ય-શ્રીમદ્વિજય**નેમિસૂરીશ્વર**-પટ્ટાલંકાર-વ્યાકરણવાચસ્પતિ-કવિરત્ન-શાસ્ત્રવિશારદ-સાક્ષરશિરોમણિ-ભટ્ટારકાચાર્ય-**શ્રીમદ્વિજય-લાવણ્યસૂરીશ્વર**-વરચરણારવિન્દમિલિન્દ-મુનિ...**દક્ષવિજય**....વિરચિતાયાં **સંગીતસરિતાયાં ચતુર્થ-તરંગઃ સમાપ્તઃ** ॥

**જિન સંગીત સરિતા સમાપ્ત**

